# જયકુમારી વિલાસ.



ભાગ ૧ લો.

ઓચ્છવમાં ગવાતાં ગીતનો સંગ્રહ.

ચુનીલાલ મગનલાલ
તથા બાલાભાઇ રણછોડદાસે

છાપી પ્રસિદ્ધ કર્યાં.

તે.

અમદાવાદમાં

આસ્તોડીયાની સડક ઉપર લલુભાઇ સુરચંદ
પોતાના ડેહેલાના મેડા ઉપર અમદાવાદ
સમાચાર છાપખાનામાં
છાપ્યો.

સંવત ૧૯૩૦ સન ૧૮૭૪.

કીમત રૂ૦-૩-૦

# અરપણ પત્રીકા.

મેહેરબાનસાહેબ હિમતભાઈ છોટાભાઈ.

અમદાવાદ.

આપ દિનપર દિન નવા પુસ્તકો બહાર પડતા જોવાને પ્રતિજ્ઞા છો તેમજ દરેક શુભ કામને વિશે આપ ઘણી મુદતથી અમને આશ્રય આપતા જણાયા છો તેમજ અમારા જુના મેહેરબાન છો, નાગર ગ્રહસ્થોમાં વગેર દરેક ઠેકાણે સારૂ માન પામેલા છો ઈત્યાદી કારણોને લીધે આપનું અમુલ્ય નામ અમારા નાના પુસ્તકને શોભા આપશે એમ ધારી જોડવાની રજા માગીએ છીએ, તે સ્વીકારશોજી.

સેહી પ્રસીધ કરતા.

# જયકુમારી વિલાસ.

---

## જીવનપ્રાણના મહિના. ૧

રથ આવ્યા અક્રૂરના, છૂટ્યા નંદદરબાર;
શબ્દ ભરેછે સુંદરી, વાળિ જુએછે વાટ.
રથ જોડીને રાઘવ ચાલ્યારે, મથુરાના તે મારગ ઝાલ્યારે;
વ્હાલો ડોક વાળી વાળી જુએરે, નેણ ભરીને રાધિકા રુએરે;
મારા બાળાતેપણના બેલીરે, શું જાઓછો માયા મેલીરે;
જીવનપ્રાણ છો, આત્મારામ છો. ટેક.
કારતક મહિને કંથ સિધાવ્યા, રહિ ન શકે નારી;
અંતરજામી નથી અજાણ્યા, હંસ ઉડ્યા રહિ હારી;
હંસ ઉડ્યાને રહીશું હારીરે, એવી કઠણ કરણી અમારીરે;
મેં તો પ્રભુજીની સેવના ન કીધીરે, મેલી પાપણ ઓળવી લીધીરે;
જીવન પ્રાણછો, આત્મારામછો. ૧
માગશર મહિને મેલી ગયા, જઈ બેઠા જગદીશ,
કોઈ સંદેસો લાવે શ્યામનો, તેને ચરણ નમાવું શીશ;
તેને ચરણ નમાવું શીશરે, કોઈ દેખાડો જગદીશરે;
હું બનાવું રસોઈ બત્રીશરે, જીવનપ્રાણ છો, આત્મારામ છો. ૨

પોષ મહિનાની પ્રીતડી, જોબનની જંજાળ;
જમણ હતાં તે જમી ગયા, ઢાળા મેલ્યા થાળ;
હરીએ ઢાળા તે મેલ્યા થાળરે, એવી જોબન તણી જંજાળરે;
બાઈયો સુજ ભજો શ્રીગોપાળરે, જીવનપ્રાણ છો, આત્મારામછો. ૩
મ્હા મહિનાની ટાઢડી, અતિ રાતે અંધકાર;
આચનસોચન વહી ગયાં, હરીને બસ્કર બંધાવું પાર;
મને વ્રેહની તે વેદના થાયરે, હુંથી એકલડાં ન રહેવાયરે;
મારી થરથર કંપે કાયરે, જીવનપ્રાણ છો આત્મારામ છો. ૪
ફાગણ ફૂલ્યો ફૂલડે, રમતા રાઘવરાય;
આ શું ફૂલી સુંદરી, હરી તજી ગયા જમણી બાંહ્ય;
વહાલો સોળસેં ગોપિયો માંહ્યરે, કાનુડાને કાંઈ ન કેહેવાયરે
વહાલો મુકી ગયા વન માંહ્યરે, જીવનપ્રાણ છો, આત્મારામ છો. ૫
ચૈતર ચંપો મોરિયો, પીપળ આવ્યાં પાન;
નાચ્યો નાગર નાવલો, મને તેનું લાગ્યુંછે તાન;
મને તેનું લાગ્યુંછે તાનરે, મને હરી ભજ્યાની હામરે;
કોઈ દેખાડો શ્રીરામરે, જીવનપ્રાણ છો, આત્મારામ છો. ૬
વૈશાખે વાયા વાવળા, મુખનું ઉડ્યું નુર;
તાપ તપે તનડું તપે, હરી મેલી ગયા છે દુર;
એવો આવ્યોછે માથે ઉન્હાળોરે, એવો કપટી કાનુડો કાળોરે;
મને મુકીગયો મોરલીવાળોરે, જીવનપ્રાણ છો, આત્મારામ છો. ૭

જોઉં જાણ્યું આવશે, વેગે વિઠ્ઠલરાય;
ચંદન ઘોળું વાડકે, વિઝણે ઢોળું વાય:
હરીને વિઝણે ઢોળું વાયરે, મારી ઘડી પલક જુગ જાયરે;
મારા કાળજમાં કાંઈ કાંઈ થાયરે, જીવનપ્રાણ છો, આત્મારામ છો ૮
અશાડ ચમકે વીજળી, ઘન ગરજે ઘમઘોર;
આંસુડે ભીંજાય મારી ચુંદડી, મીઠડા બોલે મોર;
એવા મિઠડા બોલે મોરરે, કરે બપૈયા કલ્લોલરે;
મારૂં જાએ જોબનનું જોરરે, જીવનપ્રાણ છો આત્મારામ છો. ૯
શ્રાવણ વરસે સરવડે, નહાવું નિર્મળ નિર;
પહેર્યાં પિતાંબર પોતિયાં, ઓઢણ આછાં ચીર;
હરી ઓઢણ આછાં ચીરરે, આપણે નાહાતાં જમના તીરરે;
એવા રીતે દમ્યાં શરીરરે, જીવનપ્રાણ છો, આત્મારામ છો ૧૦
ભાદરવો ભલો ગાજીયો, પણ નાખ્યા બળવીર;
ચીર હતાં તે હરિ ગયા, મારૂં શાણે ઢાકું શરીર;
મારી પહોંચે નજર નહીં નાંખીરે, વહાલે ભરવાડની ભત રાખીરે;
શામળિયે ન જોયું ઝાંખીરે, જીવનપ્રાણ છો, આત્મારામ છો, ૧૧
આસો માસ ભલે આવિયો સૌની પૂરી આશ;
તોરણ બાંધ્યાં ગોકુલે, એમ ગાયે હરિજન દાસ;
ઘર ઘેર મંગળ ગાયરે, ત્યાં થેઈ થેઈ થેઈકાર થાયરે;
શ્રોતા વકતાના સંકટ જાયરે, જીવનપ્રાણ છો, આત્મારામ છો. ૧૨

## નંદલાલના મહિના. ૨

આવોને નંદલાલ, રમવા આવોનેરે;
નિરભે થયા છો નાથ, રમવા આવોનેરે. ટેક.
કારતક રે મેંનો કહેરે કાહ્યો, ભર દરિયે નેમ જહાજ; રમવા. ૧
માગશર મહિને મારગડેરે મેલી, હવે અમારૂં કોણ છે બેલી;
ગિરધર વિના થઈ ઘેલી, રમવા આવોનેરે. ૨
પોષ માસે જિવન પ્રાણ તજું છું, લોકડિયાની લાજ લોપું છું;
સંસાર તાજ કરૂં છું, રમવા આવોનેરે. ૩
માહા મહિને મંદિરિયાંરે સૂનાં, હરિ વિના આસનિયાંરે સૂનાં;
વહાલા વિના જાય છે જોબનિયાં, રમવા આવોનારે. ૪
ફાગણે ફગફગતી રે હોળી, અબીલ ગુલાલે ભરાવુંરે ઝોળી;
વ્હાલા વિના એ કોણ હોળી, રમવા આવોનેરે. ૫
ચઈતરે મને ચિંતારે લાગી, સુતી સેજલડીમાં ઝબકીને જાગી;
વહાલાની લેહ લાગી, રમવા આવોનેરે. ૬
વઈશાખે વાવલિયારે વહાયા, આંખ ઉઘાડી ચોદશ જોયા;
આંસૂ પાલવડે લોહ્યાં, રમવા આવોનેરે. ૭
જેઠ માસે જગજીવન આવે, વૈષ્ણવ સર્વ વધામણી લાવે;
વહાલો મારો કાંઈ ન કહાવે, રમવા આવોનેરે. ૮
અશાડે હું અબળારે નારી, જોબન દરિયે પૂર છે ભારી;
પિયુના વચનને વિસારી, રમવા આવોનેરે. ૯

શ્રાવણ તો સરવડિએ વરસે, નદિએ નીર ઘણેરારે હળશે;
વહાલો મારો પ્રિ પ્રીત ઉતરશે, રમવા આવોનેરે. ૧૦
ભાદરવો ભર હરિયેરે ગાજે, તિહાં વન નવપલ્લવ છાજે;
વહાલો મારો કોઈ ન ભાજે, રમવા આવોનેરે. ૧૧
આશો માસે હેવ દિવાળી, લોક વણે સહુ સેવ સુંવાળી;
વહાલા વિના તે જમે કોણ વાળી, રમવા આવોનેરે. ૧૨

## કૃષ્ણજીવનના મહિના. ૩.

કારતકે કૃષ્ણ ગયા મેલી, આ ખડિયે આંસુની હેલી;
ગોપી ફરે ગોકુળમા ઘેલી, ઓધવજી નારે ઘટે તમને.
સૈયર થાઓરે વહેલી, કે વાંકો અંબોડો મેલી;
ગોરી એના જોબનમાં ઘેલી, ઓધવજી નારે ઘટે તમને. ટેક.
માગશરે મંદિરમાં રેહેતાં, ભેગા બેશી ભોજનીયાં જમતાં;
હવે અમે કેમ નથી ગમતાં, ઓધવજી નારે ઘટે તમને. ૧
પોષે પ્રીત કરી પહેલી, ગોરધનનાથ ગયા મેલી;
વધાઈ મોકલજો વહેલી, ઓધવજી નારે ઘટે તમને. ૨
કુબજા શોકય થઈ સાલે, વહાલો મારો મથુરામાં મહાલે;
તરછોડયા નંદ તણે લાલે, ઓધવજી નારે ઘટે તમને. ૩
ફાગણે રંગ રમતા હોળી, સુંદર પહેરી ચરણાંતે ચોળી;
કંકુ કેસરમા ઘોળી, ઓધવજી નારે ઘટે તમને. ૪
ચઈતરે ચીત કરી ચૂકયાં, તન અટવાઈ મારાં સુકયાં,

નારીએ નિસાસા મુક્યા, ઓધવજી નારે ઘટે તમને. ૫
વઈશાખે વાટ જુએ ગોપી, લજ્જા માબાપ તણી લોપી;
પ્રીતી કુબજાને સોંપી, ઓધવજી નારે ઘટે તમને. ૬
તટ આવી દાણ લેતાં દ્હાડી, મથુરામાં રંગ રમતા નારી;
તે કેમ ભુલ્યા ગિરિવરધારી, ઓધવજી નારે ઘટે તમને. ૭
જેઠે જાદવકુળને હશીએ, તારી મારી પ્રીતી રશિયે;
હવે ફરી ગોકુળમાં વશિયે, ઓધવજી નારે ઘટે તમને. ૮
અશાડે મેઘલીયો વાજે, તેથી મારાં દીલડાં દાઝે;
મુક્યાં એકલડાં મહારાજે, ઓધવજી નારે ઘટે તમને. ૯
શ્રાવણમાં શું કરીએ સજની, ગોઠે નહી દીવશ કે રજની;
શું કહિયે દુખ મુખથી સજની, ઓધવજી નારે ઘટે તમને. ૧૦
ભાદરવો ભરજોબન નારી, ઘેર આવ્યા નહી ગીરધારી;
વાહાલે મેહલ્યા વિસારી, ઓધવજી નારે ઘટે તમને. ૧૧
આસોએ ઓધવજી આવ્યા, સંદેશો શ્યામ તણો લાવ્યા;
રાધાજીને મન ભાવ્યા, ઓધવજી નારે ઘટે તમને. ૧૨

## બે સ્ત્રીઓ પરણવાનું. ૪

એક હતી તે દાતણ દાડમીરે લોલ,
સુકા સાંઠા અવરાવ્યા બૈરાં બે મળીરે લોલ;
એવું જાણીને બીજી પરણ્યોરે લોલ. ૧
એક હતી તે અતર મહીનેરે લોલ,

શોલી શાળીરે ચોળાવી બેરાં બે મળીરે લોલ; એવું જાણીને. ૨
એક હતી ન્હાવણ કુંડિયુંરે લોલ,
છેલે છોક્ષર શોધાવ્યાં બેરાં બે મળીરે લોલ; એવું જાણીને. ૩
એક હતી તે ભોજન લાપશીરે લોલ,
ચારૂ રાબડી ચુંથાવી બેરાં બે મળીરે લોલ; એવું જાણીને. ૪
એક હતી તે મુખવાસ એલચીરે લોલ,
ચાણા લોકના ચવરાવ્યા બેરાં બે મળીરે લોલ; એવું જાણીને. ૫
એક હતી તે રમત સોગઠાંરે લોલ,
સારે સોટે રમાડ્યા બેરાં બે મળીરે લોલ; એવું જાણીને. ૬
એક હતી તે પોઢણ ઢોલીયારે લોલ,
સાડે સાથરે સુવાર્યા બેરાં બે મળીરે લોલ; એવું જાણીને. ૭

### છેલનું. ૫

હાંરે અલ્પા વાંકી ન પહેરિયે પાઘડી,
હાંરે તારી પાઘડી તે પાટુઓ ખવરાવશેજીરે; વેગળો રહે વરણાગિયા ટેક.
હાંરે અલ્પા નેન કટાક્ષ નહિ કિજીએ,
હાંરે તારાં નેણલાં તે મેણલાં મરાવશેજીરે; વેગળો. ૧
હાંરે અલ્પા બંગી લલાટ નહિ લેખીએ,
હાંરે તારી બંગી તે કુઢંગીમાં કઢાવશેજીરે; વેગળો. ૨
હાંરે અલ્પા પાન બીડાં નહીં ચાવિયે,
હાંરે તારાં પાન તે ભાન ભુલાવશેજીરે; વેગળો. ૩

હાંરે અલ્પા વગર વિચાર્યું નહી બોલીએ,
હાંરે તારૂ તોલ બોલ બોલવા થકી પશેજીરે; વેગળો. ૪
હાંરે અલ્પા વિશેષ કેશ ન વધારિયે,
હાંરે તારા કેશ તે વેશ ભજાવશેજીરે; વેગળો. ૫
હાંરે અલ્પા કડકડતાં કેડિયાં ન પહેરિયે,
હાંરે તારાં કેડિયાં તે બંડિયો બનાવશેજીરે; વેગળો. ૬
હાંરે અલ્પા વેંટ મઠીશ નહી આંગળાં;
હાંરે તારી વેઠ બનીશ ઠેડ જોશે આંગળાંજીરે. વેગળો. ૭
હાંરે અલ્પા હિરકોરી ધોતિયાં ન પહેરિયે,
હાંરે તારાં ધોતિયાં તે ફુળ બલાવશેજીરે; વેગળો. ૮
હાંરે અલ્પા ચમચમતી મોજડી ન પહેરિયે,
હાંરે તારી મોજડી તે શોભડી કરાવશેજીરે; વેગળો. ૯
હાંરે અલ્પા ખભે દુશાલા નહી નાખીયે,
તારા દુશાલા તે નામ ડબોલાવશેજીરે; વેગળો. ૧૦
હાંરે અલ્પા અત્તર ફુલેલ નહી વહોરિયે,
હાંરે તારાં ફુલેલ તે તેલ કઢાવશેજીરે. વેગળો. ૧૧

## બીજીવાર પરણવાનું. ૬

કયાંના તે આવ્યાં બીડલાં, મોતીવાળા ભમરજી.
કયાંનાં આવ્યાં નાળિયેરરે, મારા વાર્યા નહી રહો ભમરજી.
શેને લગ્ને સાહ્યબા પરણશો, મો. શી લગ્ન જોશી જાનરે; મા૦

શીશે વાંકે સાહ્યબા પરણ્યો, મો. શે વાંકે આવશો શીકરે, મા૦
ખારસહના આવ્યાં બીડલાં, મો. કઠીનાં આવ્યાં નાળિયેરરે. મા.
પાંચમને દિન સાહ્યબા પરણ્યા, મો. ઓછી ચનાવશે જાનરે, મા૦
નાક તમારૂં ગોરી ચિબકું; મો. અણિયાળા નાકની છે ખાંતરે, મા.
તમારા તે પોંચા ગોરી શ્યામળા, મો. ગોરા પોંચાની છે ખાંતરે, મા
તમારાં તે છોરૂ ગોરી ઓ મરાં, મો. ભોળાં બેસારવાની ખાંતરે, મા.
તમારૂં મેયર ગોરી વેગળું, મો. ઢુંકડા સાસરિયાની ખાંતરે, મા૦
તમારા તે વીરા ગોરી એકલા, મો. સાત સાગાની છે ખાંતરે, મા૦

## માણીગરનું. ૭

મોહોલે પધારો મારા રાજ્ય, માણીગર મોહોલે પધારો;
નારી જુવેછે વાટ, માણી૦ મારો શો છે થયો અપરાધ. માણી
એમ રૂદન કરે રાધા નાર, માણીગર. ટેક.
શીશો ભાગ્યો સાંધતાં, મન ભાગ્યું કુવેણ;
મોતી ભાગ્યું વિંધતાં, તેને નહીં સાંધો નહીં રેણ; માણીગર. ૧
સોનું કરીને સાટવ્યું, કરમે નીકળ્યું કથીર;
ચિંતામાં ચતુરાઈ ઘટે, મારાં શોચે સુકાણું શરીર; માણીગર. ૨
ચંદ્ર તુજને પૂજતી, કરતી આદિત્યવાર;
ઘડિ એક મોડા ઉગજો, મારા પિયુ મિલાવણહાર; માણી. ૩
સાહેલી સાગર ઉલટ્યો, રત્ન તણાયાં જાય;
કરમફૂટ ભરે મુઠા, તેના શંખલે હાથ ભરાય. માણી. ૪

જોબન જાતાં જાણુની, કરવીજ સોધા મુઝ;
થોડું થોડું રાખવી, જેમ માળણ રાખે ફુલ. માણી. ૫
પ્રીતી એસી કીજીએ, જેસો ટંકનખાર;
આપ જલે પરકું રખે, ભાગ્યાં સાંધે હાડ. માણી. ૬
મિત્ર મિત્ર સબકું કહુત, તાલી મિત્ર અનેક;
બિપત પડે સો સીર લહે, એતો જુગમાં જવલ્લે એક. માણી. ૭

## અનવાળી રાગનું. ૮

આસો માસો સરદ પુનમની રાતજો;
ચાંદલીયો ઉગ્યોરે સખી મારા ચોકમાં. ટેક.
સસરો મારો દેરાસરનો દેવજો;
સાસુડી દેરાસર કેરી પૂતળી. ૧
જેઠ મારો અશાડીલો મેહુજો,
જેઠાણી ઝબુકે વાદળ વીજળી;
દિયર મારો ચાંપલીયાનો છોડજો,
દેરાણી ચાંપલીયા કેરી પાંખડી. ૨
નણંદ મારી વાડી માંહલી વેલજો,
નણદોઈ તે વાડી માંહીનો વાંદરો;
પરણ્યો મારો ચતુર સુજાણજો;
તાણીને બાંધેરે નવરંગ પાઘડી. ૩
એ પાઘડીએ દશ દશ આંટા જો,

આંઠેને આંઠેરે મહેકે મોગરો;
ઓગીના પરણ્યા વહાણ કમાવા જાયજો,
વહાણેથી લાવેરે ખારેક ટોપરાં. ૪
ખારેક ખાયતો ખાટકે ગોગીની દાઢજો,
ટોપરડુંને ખાયતો ઓગીને હુયા વળે. ૫

મલ્હારરાવનો રાસડો. ૯

પિતળ લોટા જળે ભરયારે, દાતણ કરતા જાઓરે મલ્હાવરાવ;
સ્હેરનો સુબો ક્યારે આવશેરે. ટેક.
દાતણ કરશું વાડીએરે, ફરતી ફિરંગીની ફોજરે; મલ્હાવરાવ. ૧
ચાની તે પ્યાલા એમ રહ્યારે, મરદન કરતા જાઓરે મલ્હાવરાવ;
મરદન કરશું વાડિયેરે, ફરતી ફિરંગીની ફોજરે; મલ્હાવરાવ. ૨
તાંબા તે કુંડીયો જળે ભરીરે, નહાવણ કરતા જાઓરે; મલ્હાવરાવ;
નહાવણ કરશું વાડિયેરે, ફરતી ફિરંગીની ફોજરે; મલ્હાવરાવ. ૩
રાંધી રસોઈયો એમ રહીરે, ભોજન કરતા જાઓરે; મલ્હાવરાવ;
ભોજન કરશું વાડીએરે, ફરતી ફિરંગીની ફોજરે; મલ્હાવરાવ. ૪
પાન સોપારી ને એલચીરે, મુખવાસ કરતા જાઓરે; મલ્હાવરાવ;
મુખવાસ કરશું વાડીએરે, ફરતી ફિરંગીની ફોજરે મલ્હાવરાવ. ૫
સોના તે કેરાં સોગઠાંરે, રમત રમતા જાઓરે; મલ્હાવરાવ;
રમત રમશું વાડીએરે, ફરતી ફિરંગીની ફોજરે મલ્હાવરાવ. ૬
ઢીંચણ સામો ઢોલીયોરે, પોઢણ કરતા જાઓરે; મલ્હાવરાવ;

પોહાણુ કરથું વાડીએરે, કરતી ફિરંગીની કોડરે; મલાવરાવ. ૭
કધાંસ્પ્રા આગ્યા પીડ્યા ત્યાં ગઆરે, માથે ટોપીને ભુરા પેહરે; મલાવરાવ
રાણી રૂએ રંગમહેલમાંરે, દાશીયો રૂએ દરબારરે; મલાવરાવ. ૮
હાટે રૂએ હાટવાણિયારે, ચોરે રૂએ ચારણ ભાટરે મલાવરાવ;
શેહેર છોડી સુબો નિસર્યે રે, લીધી નુડિયાદની વાટરે; મલાવરાવ. ૯

## જશોદાજીનું ૧૦

દુર ખેલન મત જાઓ ગેરે લાલન દુર મિલેગો હાઉ; ટેક.
મત્છારૂપ સંખાસુર માર્યો, લાયો બેદ છોરાઉ.
ચાર બેદ બ્રહ્માકો દિનો, મેં તહાં ન દેખા હાઉ;
દુર ખેલન મત જાઓ, ગેરે લાલન દુર મિલેગો હાઉ. ૧
વારાહરૂપ ધર પર્વત લાયે, પૃથ્વી દાઢ ચઢાઉ;
બ્રહ્મા લક્ષ્મી નિશ દિન આયે, મેં તહાં ન દેખા હાઉ. દુર૦ ૨
નૃસિંહરૂપ અવતારમેં ખડા, અસુરકોં ભે ઉપજાઉ;
બડો દૈત હિરણ્યાકંશ માર્યો, મેં તહાં ન દેખા હાઉ. દુર૦ ૩
વામનરૂપ છલ્યો બલરાજા, પગલાં ત્રણ ચલાઉ;
ઇંદ્રાસન ઇંદરકોં રખ્યો, મેં તહાં ન દેખા હાઉ. દુર૦ ૪
ફરશુરામ અવતારમેં, ખડ અસુરકો ભે ઉપજાઉ;
ક્ષત્રિ મારી નક્ષત્રિ કીધી, મેં તહાં ન દેખા હાઉ. દુર૦ ૫
રામચંદ્ર અવતારમેં, દશ મુસ્તક છેદી લાઉ;
સોનેકી લંકા ખાખ કર ડારી, મેં તહાં ન દેખા હાઉ; દુર૦ ૬

જમનાંકે નીરે તીરે ધેન ચરાઇ, લુણ આની બિસરાઉ,
ઢોપ પતાલ કાલી નાગ નાથ્યો, મેં તહાંન દેખ્યા હાઉ. દુર૦ ૭
માખણ કર્થણ બધીયાં મન મેકુન, બહુત વલાળ છન જાઉ;
જમનાં અરજુન વૃક્ષ એ ધરે, મેં તહાંન દેખ્યા હાઉ. દુર૦ ૮
બ્રહ્માપરમે મુનિ ક્યાં ખાંખાં, ગરીબ લોક દેખાઉ;
સુરદાસસ્વામિ તેરી અદભુત લીલા, મુખે કહી નવ જાઉ. દુર૦ ૯

## કાલે ફરી મળવાનું. ૧૩

મળજો મળજો મળજોરે, મારા સગ કાલે મળજો;
બોલ્યાં વચન કહ્યાં તે પળજોરે. મારા. ટેક.
પિતળ લોટા જળે ભરાવું, દાતણને મસે મળજોરે, મારા. ૧
સોનાં રુપાંના તેલ ભરાવું, મર્દનને મસે મળજોરે. મારા. ૨
તાંબાકુંડી જળે ભરાવું, નહાવાને મસે મળજોરે. મારા. ૩
બાર બત્રીશી રસોઇ રંધાવું, ભોજનને મસે મળજોરે. મારા. ૪
લવિંગ એલાયચી પાનનાં બિડલાં, મુખવાસને મસે મળજોરે.
મારા. ૫
સાગ સિસવનાં ઢોલીયા ઢળાવું, પોઢણને મસે મળજોરે. મારા. ૬
બાઇ મીરાં કહે પ્રભુ ગિરધર નાગર, ચરણ કમળ ચીત ધરજોરે.
મારા. ૭

## બહુચરાજીનો ગરબો. ૧૪

બલિહારીરે બહુચરમાત, જોવાને જઇએ. ટેક.

જોવા જાઈયે સુખિયાં પઈએ, આરાસુરમાં રહિગેર;
આરાસુરમા અંબા બિરાજે, પાવાગઢ મહાકાળી; જોવા. १
માને પારે હવન થાયને સિર ચુંદડિ હોમાયરે;
બ્રાહ્મણ બેઠા વેદ ભણેછે, માનનિ મંગળ ગાય; જોવા. २
માને પારે જે કોઈ જાશે, તેની પુરે આશરે;
કર જોડી નાન વલ્લભ કહે મા, હું છું તારો દાસ; જોવા. ३

## પરાઈ સ્ત્રી નું. १५

નર ચતુર સુજાણ, પરનારી શું પ્રીતિ કબુ ના કીજિયે;
મારા વાહાલાજી, શીખામણ આપુ તે માની લીજિયે; ટેક.
તમે પેહેલા મળશો દૂતીને, તારૂ સરવશ લેશે ધુતીને;
પછિ રહેશો અંગ ભભૂતીને; નર ચતુર સુજાણ० १
જેણે પ્રીતિ કરી પરનાર તણી, તેને હુઈકે રૂપાણુ થાય ઘણી;
તેણે કુળની લજ્જા કાંઈ ન ગણી, નર ચતુર સુજાણ० २
તને પ્રેમનો પ્યાલો પાઈને, તને કરશે આંધળું ખાઈને;
તારૂ સરવશ લેશે વાહીને, નર ચતુર સુજાણ० ३
તમે પરસ્ત્રીના છો બહુ ભોગી, ધન ધુતીને કરશે જોગી;
તમે અંતે થાશો પિંડ રોગી, નર ચતુર સુજાણ० ४
શું બેઠા મુંછો મરડીને, તારૂં કાળજું ખાશે કરડીને;
નહિ મુંકે માંસ આંતરડીને, નર ચતુર સુજાણ० ५
પરનારીપ્રીતિ નહી સારી, પતિ પોતાના નાખે મારી;

તે સંગિ નહિ થાશે નારી, નર ચતુર સુજાણ૦ ૬

કળીયુગનું. ૧૬

તમે સાંભળો સંત સુજાણ. કળિયુગ આવ્યોરે;
તમે દેખો દુનિયાના લોક, કળિયુગ આવ્યોરે. ટેક.
કળિયુગ તે સત્યયુગને ભેટે, જેમ દિવાળી હોળીરે;
સત્યયુગમાં તો સાધુ જનને, કળિયુગમાં નહિ કોઇ. કળિ૦ ૧
બ્રાહ્મણ થઇને ખેતી કરશે, પિશે બાપનાં પાણીરે;
ભલા અને જે ઊંચ ગણાશે, તલક ગડાકુ તાણી. કળિ૦ ૨
શ્રીમંત થઇ તુળશિ વાવશે, મોચી વિદ્યા ભણશેરે;
પાખંડીની પુજા થાશે, પંડિત ખેશી રેહેશે, કળિ૦ ૩
સાધુ સંતને શોધી મારશે, સંગ કુસંગી કરશેરે;
ઇષ્ટદેવ દીવો નહિ દેખે, પીર મલીદા ખશે. કળિ૦ ૪
ભોળા જનના ભેદ ઉઘાડશે, પ્રપંચ વરશે આઓરે;
ભણ્યા હશે તે ભુખે મરશે, હશે હરામી તાજો. કળિ૦ ૫
પાંચ મળી પંચાયત કરશે, વગ વગિયાની કરશેરે;
મેલી તે થાપણ ઓળવશે, રાડીરાંડ રડશે. કળિ૦ ૬
બરૂપા બરૂપો થઇ ગળિનો લેશે, ખોટાં નામાં લખશેરે;
કુંભાર ગોલા વૈષ્ણવ થાશે, કણબી તાણા વણશે. કળિ૦ ૭

મુંબાઇ સુરતનું. ૧૭

સારૂં સારૂંરે સુરત શેહેર, મુંબાઇ અલબેલી;

માંહિ બાવાજીની મહેર, મુંબાઈ અલબેલી. ટેક.
સાત માળનાં મેડિ ચણાવી, માંહિ બેઠા શેઠાણી રે;
ચાકર મહેતા મજુર ચાલે, વાણિયાની બાઈ પર રાણી. મુંબાઈ. ૧
મુંબઈરાણી સઉ ઠકરાણી, ભરે ન બેડે પાણી રે;
કાવડિયા તો પાણી આણે, પિવે પારશિ શેઠાણી. મુંબાઈ. ૨
મુંબઈમાં તો કહ્યાં સાંકળાં, કાંઠનિનો નહિ પાર રે;
મુંબાઈ શહેરના શાહુકારોને, હવાખાનિ ચિ વાર. મુંબાઈ. ૩
સુરતની તો સાડિયો ને, ઉપર કસબી કોર રે;
મુંબાઈ શહેરના કાપડિયાને, કોઈમાં દશો કોર. મુંબાઈ. ૪
મુંબાઈ શહેરમાં ઘણી ગાડિયો, બગિયોનો નહિ પાર રે;
સાંજ ફજર સઉ ફરવા નિકળે, ગાડિ ઘોડિ લઈ બહાર; મુંબાઈ. ૫
મુંબાઈની તો મારકીટમાં, શાકડિયો વેચાય રે;
તેથી દિવનો હુન્નરો સારો, સઉ લેવા મન ચહાય. મુંબાઈ. ૬
મુંબાઈમાં તો સરવે સુખ પણ, ત્રાંબ પાણીનું દુખ રે;
ભાડું મોઘું બળતણ મોઘું, અંદર જાવું મુખ્ય; મુંબાઈ. ૮
મુંબાઈના પાન બિડામાં, સોપારીના કટકા રે;
સાઠ વરસની ઘરડી ડાકર, તોય ન મુંકે ભટકો; મુંબાઈ. ૯
અમદાવાદી હરામ જાદી, ખંભાતી ગોઝારી રે;
વડોદરાની વાંકી નારી, સુરતની બલિહારી; મુંબાઈ. ૧૦

## કૃષ્ણના મહિના.

કારતકે કમ ગયા મેલી, મારે ઘેર આવો વનમાળી;
કુબજા કયમરે ગમી કાળી, આવો હરી રાસ રમો વહાલા. ટેક.
માગશરે મારગડે રમતાં, બેજાં બેશી ભોજનીયાં જમતાં;
હવે હરી કેમ નથી ગમતાં, આવો હરિ૦ ૨
પોશે તે શોષ પડયા અમને, તીકમજી શું કહીએ તમને;
દિલાસા શાને દીધા અમને, આવો હરિ૦ ૩
માઘે મહા અંધારી રાત્યો, ફુલડાંયે બીછાવી ખાટ્યો;
વહાલે લીધી મથુરાંની વાટ્યો, આવો હરિ૦ ૪
ફાગણે ફેર ફરે હોળી, પહેરાણુ ચરણાં ને ચોળી;
ચુંદડી મારી કેસરમાં રોળી, આવો હરિ૦ ૫
ચઇતરે ચીત કરે ચાળા, મધુવન મોરલીયો વાળા;
દરશન દો ડાકોરતિરથવાળા, આવો હરિ૦ ૬
વઇશાખે વાટલડી જોતી, ઉભી રહી ધુશકડે રોતી;
પાલવડે આંસુડાં લોતી, આવો હરિ૦ ૭
જેઠે તો જગજીવન આવે, વધામણી સહુ લોકો લાવે;
વાલો મારો કશુએ ન કહાવે, આવો હરિ૦ ૮
અષાડે અબળા રહી ઝાંખી, વહાલે મારે ભરજોબન રાખી;
વિચારો તે વાત થશે વાંકી, આવો, હરિ૦ ૯
શ્રાવણતો સરવડીએ વરસે, નદીએ નિર ઘણાં ઢળશે;

વહાલો મારો શી રીત ઉતારશે, આવો હરિ૦ ૧૦

ભાદરવો ભલી પેરે ગાજે, વહાલા થઇ વીજળી તમ કાજે;
વહાલો મારો નહિં એ ના લાજે. આવો હરિ૦ ૧૧

આસો માસે આવી દિવાળી, શેવો વણું કે સુંવાળી;
વહાલા વિના આ શી દિવાળી, આવો હરિ૦ ૧૨

## ગરબી.

હાય વછુટી મારી મટુકી ફુટી, દધી વેચંતાં છુટી રે. ટેક.
પીતળ લોટા જળે ભરાવું, દાતણની ચતુરાઇ રે. હાથ૦ ૧
ચાની તે પ્યાલા તેલે ભરાવું, મરદનની ચતુરાઇ રે. હાથ.
ત્રાંબાકુંડી જળે ભરાવું, નહાવાણની ચતુરાઇ રે. હાથ૦ ૨
શેવસુંવાળી લાપશી રંધાવું, ભોજનની ચતુરાઇ રે. હાથ.
પાન સોપારી લવીંગ મંગાવું, મુખવાસની ચતુરાઇ રે. હાથ૦ ૩

---

સેના ફકીરી ઉસમે ક્યા દીલગીરી સદા મગનમેં રહેનારે. ટેક.
કોઇ દિન પેંડા કોઇ ન બરફી; કોઇ દિન ફકમ ફકારે. સેના૦ ૧
કોઇ દિન હાથી કોઇ દિન ઘોડા, કોઇ દિન પાંઉસેં ચલનારે. સે. ૨
કોઇ દિન બંગલા કોઇ દિન બગીચા, કોઇ દિન જંગલ ડેરારે. સે. ૩

# મીસરી.

કે આઠ કુવા નવ વાવડી સોળસેં પનીહાર,
ઉસમે કુન ગોરી પતલી ગ્યા મીસરા;

પતલી કમર લંબે બાલ.
કે વાટ ઘડુલો રેંટીઆજી પીંડી લાલ ગુલાલ,
કાંતનવાલી પતલી ઓ મીસરી;
લળી લળી નાંખે તાર.
કે એડાની ગેડી કરૂંજી કેડોની કરૂં કમાન,
નર્ઇણાના કરૂં બે ભડકા ઓ મીસરી;
પાકુ ચતુર સુજાણ.
કે ચતુર પુરૂષની ગોરડીજી હસી હસી ઉત્તર દેશ,
મુરખ પુરૂષની ગોરડી ઓ મીસરી;
રોઈ રોઈ ઉત્તર દેશ.
કે હસત જોબન બસતજી રૂવેતો કજલો હો જાય,
એસો પિયારો મેરા સાકીઓ ઓ મીસરી;
સાંજ પડે ઉઠ જાય.
કે દાડમ સુકે દાડીએજી ઘેર સુકાય ઘરનાર,
બાપઘર સુકાય બેટડી ઓ મીસરી;
કીણા પુરૂષ ઘેર નાર.
કે રાવણ બેઠી રાજમાંજી ખુલે ઉઘાડા કેશ,
ઈસકે જોબનકે કારન ઓ મીસરી,
દીલ્લી બકાતી લેશ.
કે તેરી દીલ્લીને મેરા આગરાજી તેરે મેરે કાયકા સ્નેહ;

તેં ચમકાવી વીજળી ઓ ભોળીડા,
મેં વરસાવ્યો મેહ.
કે ઘરના ઘોડા છેટેજી નગર લિઆ કચ્છ જાન,
કેઈ મારી સાહેલીએ ભોળવ્યો ઓ મીસરી,
નિત્ય ઘર ભુલી જાય.
કે હાથું કા હથિયારૂં કરૂંજી નેનુંસે લિયોરે ખેલાય,
સમજાવ્યો ના સમજે ઓ મીસરી,
મુરખ બડો ગમાર.
કે પાલણપુર દીવડો બળેજી કાજળ પડેરે સનેશ,
કે આંજનબાલી પતલી ઓ મીસરી,
મુલક બસે મેવાડ.
કે કોયલને કેમ મારીએજી આંબાની રખવાળ,
મારો હરામી સુડલો ઓ મીસરી,
અણચાખ્યાં ફળ ખાય.
કે ગોરાને કેમ મારીએજી સેજોની રખવાળ,
મારીએ હરામી સાહબો ઓ મીસરી,
સેજ પરાઈ જાય.
કે માણેકચોકકે બજારમેંજી બેઠાય લાલ કમાન,
કે મેંચનવાલા ઘર નહિ ઓ મીસરી,
કીસપર કરૂં ગુમાન.

કે માણિકચોકકે બજારમેજી હીરા લાલ બીકાય,
ચતુર હોય સો મુલવે ઓ મીસરી,
મુરખ ફેરા ખાય.
કે નદી કીનારે સાહુબા! મુડદા જલેજી ધુવા ન પ્રગટ હોય,
ગયાં ન જોબન સાંપડે ઓ મીસરી,
મુવા ન જીવે કોય.
પ્રીતી કરના ઊંચસેં જી સદા નિભાયો જાય;
નીચસેં ક્યા કરે પ્રીતડી ઓ મીસરી,
સદાય મોણાં ખાય.
કે કંકણ કુવો ગોડાવીયો જી રેંટ ફરે મેવાડ;
સોંચનવાળી પાવાગઢ વસે ઓ મીસરી,
જેનો ચંપો પીએ ગઢનાળ.
કે પ્રીત કરી બે જણે જી માળીને રંગરેજ;
રંગરેજ લાવે ચુંદડી ઓ મીસરી,
માળી લાવે ફુલ.
કે ફુલનમેં ક્યા પેહેરના જી ધુપ પડે કુમલાય;
ભલી બિચારી કલીયાં ઓ મીસરી,
સાંજ પડે ખિલ જાય.
ચુંદડીમે ક્યા પેહેરનાજી બુંદ પડે રંગ જાય;
ભલો બિચારો સાળુડો ઓ મીસરી,

ધોએ ધોએ રંગ રહે.
કે અંતર હોય તો એ ડીએજી ડુંગર ખોડ્યા ન જાય,
કુવો હોયતો ગાળીએ આ મીસરી;
સમુદ્ર ગાળ્યા ન જાય.
કે કાગળ હોય તો વાંચીએજી કર્મ વાંચ્યાં નવ જાય;
કે ત્રાગ હોય તો તોડીએ આ મીસરી;
પ્રીત તોડી કેમ જાય.
મારા ઠાકોરનો ઘોડીલોજી, દીઠો કલાલને હાટ,
દારૂડાનો છાક્યો મારો શાહ્યો આ મીસરી;
ગયો કલાલને હાટ.
કે નહિ તારા સાહ્યબાને ભેળવ્યોજી નહિ મેં લીધોરે ખોલાય,
દારૂડાનો છાક્યો તારો સાહ્યો આ મીસરી;
આવ્યો કલાલને હાટ.
કે મારા ઠાકોરની મોજડીજી, દીઠી કલાલને હાટ,
દારૂડાનો છાક્યો મારો સાહ્યો આ મીસરી;
ગયો કલાલને હાટ

## કૃષ્ણનું.

મેં નહિ જાઉ જશોદા મૈયા, નહીં ચરાવું તેરી ગૈયા.
કાં ગિરિવર બાવો નંદ પધારે, કાં બળભદ્ર ભઈયા. ટેક.
ગોપાળબાળ તેરી સંગે લેના, રંગી કુંવર કનૈયા;

ગઉ વાછરૂ મેં નોકું ભલાયે, તુમ હો ગઉદોવઈયા. મેં૦ ૧
બનમેં મોકોં ડર લગત હે, સાંભલ મેરી માઈયા;
કોઉ ભાગત જમુના કે તીરે, કોઉ કદમકી છઈયાં. મેં૦ ૨
માંખન રોટી દેત જશોદા, સેના કુંબર કનૈઈયા;
સુરકરવાગી હુઇ મન કરના, લઉ તેરી બલઈયાં. મેં૦ ૩

## હિરાલાલનો રાસડો ૧૨.

હીરાલાલ તું શીદને આવ્યો. ટેક.

આવ્યો ત્યારે ઘોડલીયે બેશી, ગયો ત્યારે પડદામાં પેશી; હીરા.
હિરાલાલે મોચીડા દંડ્યા, મોચીડે જોડા શીવી દંડ ભર્યારે. હી.
હિરાલાલે સોનીડા દંડ્યા, સોનીડે સોનાં ચોરી દંડ ભર્યારે. હી.
હિરાલાલે ઘાંચીડા દંડ્યા, ઘાંચીડે ઘાણી પીલી દંડ ભર્યારે. હી.
હિરાલાલે જોશીડા દંડ્યા, જોશીડે જોશ જોઇ દંડ ભર્યારે. હી.
હિરાલાલે વાણીયા દંડ્યા, વાણીયે વણજ કરી દંડ ભર્યારે. હી.
હિરાલાલે બ્રાહ્મણને દંડ્યા, બ્રાહ્મણે ભીખ માગી દંડ ભર્યારે. હી.
હિરાલાલે કોળીડા દંડ્યા, કોળીડાએ ખાતર પાડી દંડ ભર્યારે. હી.
હિરાલાલે નાગરને દંડ્યા, નાગરે નોકરી કરી દંડ ભર્યારે. હી.
હિરાલાલે વોરાડા દંડ્યા, વોરાડે દુકાનો વેચી દંડ ભર્યારે. હી.
હિરાલાલે ગાંધીડા દંડ્યા, ગાંધીડે કોથળા કરી દંડ ભર્યારે. હી.
હિરાલાલે દરજીડા દંડ્યા, દરજીડે દોરા વેચી દંડ ભર્યારે. હી.
દંડ્યાં દંડ્યા નવ નારૂ કારૂ આર, દંડી દંડી ચારે વરણ. હી.

આવ્યો ત્યારે ઘોડલિયે બેશી, ગયો ત્યારે પડદામાં પેશી. હી.

---

કઠણ થયા મોહન મથુરાં જઈ, કાગળ ન લખ્યો કટકોરે; ટેક.
ગોકુળમાં સૌ વાત કરે છે, કાહાન કુબજાશું અટક્યોરે; કઠણ.
કુબજા કાળી ને અંગે કુબડી, શું કરતી હશે લટકોરે. કઠણ.
ચતુર હોય તે ચિતમાં ચેતે, મુરખને શો ચટકોરે; કઠણ.
નરસિંહના સ્વામી તમને ન ઘટે, નિત્ય સાથે શું ભટકોરે; કઠણ.

## મહાકાળીનું.

મા તું પાવાની પટરાણી કે, કાળિ કાળકારે લોલ;
મા તારે ડુંગરડે ચડવું તે, અતી ઘણું દોહલુંરે લોલ;
મા તારી પ્રદક્ષણા કરતી, કે વરણન શું કરૂંરે લોલ;
વિશ્વાસે તપ કરવા બેઠા કે, દેવ મુની થયારે લોલ;
આવું રૂડું ચોટુ ચાંપાનેર કે, ચૌટે ચોક મળ્યારે લોલ;
ત્યાં કાંઈ ગાનાંતા ગરબા રે, માજી આવીયાંરે લોલ;
રાજાજીએ છેડલો સાહ્યો હાથ કે, માજી પ્રસન્ન થયાંરે લોલ;
માગ્ય માગ્ય ઘોડાની ઘોડાર કે, હાથી ઝુલતારે લોલ;
માગ્ય માગ્ય કુટંબ કુશળ ક્ષેમ કે, જંજાળ અતી ઘણીરે લોલ.
માગ્ય માગ્ય દક્ષિણ સરખા દેશ કે, કિલ્લા અતી ઘણારે લોલ;
માગ્ય માગ્ય ગુજરાત રાખી ગાદિ કે, ભદર અમાણાંરે લોલ;
માગ્ય માગ્ય નવે ખંડનાં રાજ્ય કે, ચાંદા સૂર્ય તપેરે લોલ;

માગુ માગુ એટલડું વરદાન કે, મારે મહોલ પધારિયેરે લોલ;
ફટ ફટ પાવાના રાજન કે, એ શું માગિયુંરે લોલ;
આથી છઠે ને છ માસે કે, મૂળ તારૂં જાશેરે લોલ;
એમ કહી માતા થયાં અલોપ કે, પાવો હાથ થકી રહ્યોરે લોલ;
મુગલે ચઢાવી છે ફોજ કે, પાવોગઢ ઘેરિયોરે લોલ;
દરવાજે ઉભા દરવાન કે; કોઇને પૂછિયેરે લોલ;
રાજાજીએ ખોદાવિયું તળાવ કે, પાણી નવ નિસરયુંરે લોલ;
મુગલે ખોદાવિયું તળાવ કે, જળ દુધે ભરયુંરે લોલ;
માજીના એવો છે મહિમાય કે, કવિ નવ કહી શકેરે લોલ.

## પંદર તિથિયો.

હરી હઠ મેલને રાધે, મારી સંગ બોલને રાધે;
અબોલા બોલને રાધે, ઘુંઘટડા ખોલને રાધે;
કહ્યું મારૂં માનને રાધે, ટેક.
પડવે મોરી સાહેલડી, પિઉજી વાડીએ જાય;
પિઉજી લાવે દાડમાં, ગોરી છોલે ને પિઉજી ખાય; હરિ. ૧
બીજે મોરી સાહેલડી, બાળોજ ઉગ્યો ચંદ;
દાડમ કેરે દંતડે, ગોરી આ શા માંડયો છે ફંદ; હરિ. ૨
ત્રીજે મોરી સાહેલડી ત્રિપાજ વારોવાર;
આ શું ભુલી સુંદરી, ભુલી કંકુને કાજળ સાર; હરિ. ૩
ચોથે ચમકી મેં સુણી, જોબન બાળેવેશ;

ભરજોબનમાં એકલી, જેના પિઉજી ગયા પરદેશ; હરિ. ૪
પાચમે મારી સાહેલડી, પંથ પલંગ કંથ દુર;
ભરજોબનમા એકલી, મારૂં જોબન જાય ભરપુર; હરિ. ૫
છઠે મારી સાહેલડી, છડાંજ વારોવાર;
પરદેશી રાજા પધારશે, આપણ બેસશું હારોહાર; હરિ. ૬
સાતમે મારી સાહેલડી, સાતેજ કીધા સ્નેહ;
ચોમાસાની રત આવણી, ઝીણા ઝરમર વરસે મેહ; હરિ. ૭
આઠમે મોરી સાહેલડી, આઠજ જોડાજોડ;
પરદેશી રાજા પધારશે, આપણ બેસશું મોડામોડ; હરિ. ૮
નોમે મારી સાહેલડી, નવઝાંજ પહેરૂં ચીર;
દીપક લેઈ મેડે ચડું, મારે નયને વછુટે નીર; હરિ. ૯
દશમે મારી સાહેલડી, દસરા પુજવા જાય;
પુજ્યા તે નર પામિયા, મારા રૂપજાદા ભરત્તાર; હરિ. ૧૦
અગિયારશે મારી સાહેલડી, મેં કીધી શિવરાત;
પરાઢિયે ઉઠી પારણા કરૂં, મને હમ જોયાની ઘણી ખાંત; હરી ૧૧
બારશે મારી સાહેલડી, બારજ બાંધ્યા બંધ;
કામનારા નર કયિં ગયા, એ તો કદી ન છુટે બંધ હરી. ૧૨
તેરશે મારી સાહેલડી, રૂપ હજ વાધ્યો રંગ;
ઓખડની મુળી એક છે, મને દરિયા છે હમભ રંગ; હરી ૧૩
ચાદશે મારી સાહેલડી, પાસા લીધા હાથ;

મ જાણ્યું પડશે પાધરા, એનો પડીયા છે બારે વાટ; હરી. ૧૪
પુનમે મોરી સાહેલડી, પુરીજ કરજો આશ;
મેં જાણ્યું જે હરી આવશે, હવે થઇ બેઠી છું નિરાશ; હરી. ૧

## રાધિકાના મહીના.

કહોને સખી કારતક કેમ જાશે, કે વનમાં મોરલી કુણ વાશે;
કે મહીનો દાણી કુણ થાશે, કે જુમના જવાદો પાણી. ૧ ટેક.
કે માગશરે મન મારૂં મળીયું, કે વિખીઆ ભાવ થકી ટળીયું;
કે જેમ લુણ પાણીમાં ભળીયું, કે જુમના. ૨
કે પોશે સોશ પડ્યા અમને, વહાલાજી મારા શું નમીએ તમને;
કે દિલાસા દીધા છે અમને. કે જુમના. ૩
કે માઘે મકર તણે માતે, કે કુબડીયાં વેરંની ખાતે;
કે વહાલાજી મારા મથુરાની વાટે, કે જુમના. ૪
તે ફાગણે ફેર ફરે હોળી, કે આછા ચરણાને ચોળી;
કે ચુંદડી મારી કેસરમાં રોળી, કે જુમના. ૫
કે ચઇતરે ચતુરા ચિત ધરતી, વહાલાજીના ગુણ ગાતી ફરતી;
તોય મારે વહાલે કીધી નરતી, કે જુમના. ૬
કે વઇશાખે વાયા વાવલીયા, કે ઘેર પધારો નાવલીયા;
કે દુધડે ધોઉં તારા પાવલીયા, કે જુમના. ૭
જેઠે જગજીવન આવ્યા, કે સઉ લોક વધામણી લાવ્યા;
વહાલાજી મારા કશુંએ ના કહાવ્યા. કે જુમના. ૮

અષાડે અબળા થઇ ઝાંખી, વહાલે મારે ભરજોબન રાખી;
વિશ્વાસ હવે વાત પરી વાંકી, કે જુમના. ૯
શ્રાવણ શરવડીયે વરશે, કે નદીએ નીર ઘણાં ઠળશે;
કે કોપકડી ટઉકળીયા કરશે, કે જુમના. ૧૦
ભાદરવો ભલી પેરે ગાજે, સઇયર ઘેર વધાણું વાજે;
તેતો મારા રૂદીયામાં દાઝે, કે જુમના. ૧૧
આશોની રજની અજવાળી, કે શેવ વણું કે સુંવાળી;
કે વહાલા વિના આ શી દીવાળી, કે જુમના. ૧૨
કે રાધાને હાથ સોનાની ચુડી, કે રમતાં દીસે છે રૂડી;
દુઃખરે સરવે ગયા છે ઘુડી, કે જુમના ભરા હો પાણી. ૧૩

## પંદર તિથિયો.

પુનમે અમને પુરણ દરશન દેજોરે છોગાળા;
દયા કરી મારી દેહના દુખડાં ખોજોરે મોરલીવાળા. ૧
પડવે આવી પકડો મારી બાંહરે છોગાળા;
કોઇ સતગુરૂની શિતળ રાખો છાંયરે મોરલીવાળા.
બીજે મારી બાળકું બુધી કાપોરે છોગાળા.
દયા કરીને શિતળ સુખડાં આપોરે મોરલીવાળા
ત્રીજે હું તો તત્પર થઇને બેઠીરે છોગાળા;
મુખની વાણી મુજને લાગી મીઠીરે મોરલીવાળા ૪
ચોથ ચતુરાં શું ભપાછો ચુરીરે છોગાળા;

કાંઈ લેહ લાગી મેં લાજ મરવની મુકીરે મોરલીવાળા. ૫
પાંચમે પુરાણાવરતી કહેવાયરે છોગાળા.
મુજથી હરી વીનાનો ઘડીએ ના રહેવાયરે. મોરલીવાળા ૬
છઠ્ઠીના લખીયા લેખ તે કેમ ટળશેરે છોગાળા.
મુજ પ્રતિજ્ઞાનાં કારજ કરવાં પડશેરે મોરલીવાળા. ૭
સાતમે હું ગુણ તમારા ગાતીરે છોગાળા.
કાંઈ મોરલીને શબ્દે હીંડુછું માતીરે મોરલી વાળા. ૮
આઠમે કાંઈ અવતરીયા અંતરજામીરે છોગાળા.
જાદવકુળમાં જનમ્યા છો નીજનામીરે મોરલીવાળા. ૯
નોમે કરવા નરપતીનાં કામરે છોગાળા.
મુજ મંગળ વાશી ગયા મથુરાં ગામરે મોરલીવાળા. ૧૦
દશમે દાવાનળ આવીને કાપ્યોરે છોગાળા.
કાંઈ મામો કંશ મારીને રણસ્થંભ રોપ્યોરે મોરલીવાળા. ૧૧
એકાદશીના પડદા આવી ખોલોરે છોગાળા.
કાંઈ અંતરજામી અમસંઘાથે બોલોરે મોરલીવાળા. ૧૨
બારશે વૃંદાવન રસ્તો લીધોરે છોગાળા.
મુજ અપુઠ જીવને શું મેલો છો વીલોરે મોરલીવાળા. ૧૩
તેરશે કાંઈ ચરણ કમળ ચિત લાગ્યુંરે છોગાળા.
કંઈ જનને જનમની ભકિત તમારી માગુંરે મોરલીવાળા ૧૪
ચૌદશે કંઈ ચરણ કમળની દાશીરે છોગાળા.

મુજા મંગળવાશી ગયા મથુરાં નારીરે મોરલીવાળા. ૧૫
અમાસે કાંઈ ધરણીધર કહેવાયરે છોગાળા.
કાંઈ નરસીહ મહેતો ગુણ તમારા ગાયરે મોરલીવાળા. ૧૬

અભિમુન્યનો ચકાવો.

સરસ્વતિમાતને વિનવુંરે, ગણપતિ લાગુ પાયરે,
અજોધ્યા નગરીમાં હેતનો વાસો, તેનાં તે મસ્તક છેદારે,
હેતે, કાળે કરને કજીઆરે માર્યો,
હેતોમાંથી ધ્યાંતાણી નાઠી, ગયાં ગયાં વનમાં ગયાંરે.
વનમાં જઈ અઈલોચન જનમ્યા,
સોના કામઠડીને રૂપાના ભાલા, અઈલોચન રમવા નિસર્યારે.
જઈ રહ્યા રહ્યા વગડારે વચ્ચે,
રણરે વગડામાં જે પંખી જનાવર,
તેરે જનાવર અઈલોચને મારયાં, ડોશી તે મેણાં બોલીરે.
બહુ છે બળિયો બહુ બળવંતો.
એવો છે તો તારા બાપનું વેર લેને.
ત્યાંથી અઈલોચનને ઝાળા લાગી ,આવી રહ્યા ઘર આંગણેરે;
કે મારી મા મારો બાપ કેણે મારયો,
બારે બારે વર્ષે દીકરા બાપ કેમ સાંભરયો, ડોશી તે મેણાં બોલીરે.
તારો તે બાપ કાળા કૃષ્ણએ મારયો,
ખભે કુહાડો અઈલોચન ચાલ્યા, જઈ રહ્યા વગડા વચ્ચેરે.

રાણુરે વગડાનાં લીલાં વૃક્ષરે વાઢયાં,
કાળાં કાળાં પાંચાં મુકયાં પડીયાં ઉપાડયાં, લાકડાની બાંધી ભારીરે,
ત્યાંથી અઇલોચન સુતારીને ઘેરે,
ભાઈરે સુતારી તું મારો વીરો, પેટી ઘડી મને આલરે.
બહોતેર ખાનાં ને એકજ કોઠો,
ત્યાંથી અઇલોચન લુહારીને ઘેરે,
ભાઈરે લુહારી તું મારો વીરો, આટી મને પેટી જડી આલરે.
છત્રીશ તાળાં ને બત્રીશ કુંચી,
ત્યાંથી અઇલોચન ચિતારાને ઘેરે,
ભાઈરે ચિતારા તું મારો વીરો, પેટી ચીતરી આલ સારીરે.
ત્યાંથી અઇલોચન દરજીડાને ઘેરે,
ભાઈરે દરજીડા તું મારો, આની મને ગાદી સીવી આલરે.
પેટી ઉપાડી અઇલોચન ચાલ્યા,
જઈ રહ્યા જઈ રહ્યા વગડારે વચ્ચે, વડને છાંયે પેટી મુકીરે.
બ્રાહ્મણને વેશે કાળો કૃષ્ણ આવ્યા,
કયાં જાઓછો મારારે જજમાન, કૃષ્ણનું વેર વાળવા જાઉંરે.
કહો ગોરજી કાળા કૃષ્ણ કેવારે હશે,
તુજ સરીખાને તારારે જેવા, દેહનું પ્રમાણું આલોરે.
લ્યો મારા ગોરજી દેહનું પ્રમાણું,
ત્યાંથી અઇલોચન પેટીમાં સમાણા, કાળા કૃષ્ણે તાળાં અટકાવ્યાંરે.

ગોર મારા ગોર મને બહાર કાઢો,
કોણ તારો ગોર તું કોનો જજમાન, હું છું કાળો કૃષ્ણરે.
પેટી હતી તે આકાશે ઉડાડી,
આકાશના દેવતારે જગાડયા, આ જુદ્ધ કેણે માંડ્યારે.
અભીમન્યને કાળા કૃષ્ણએ માડ્યા,
પેટી હતી તે પાતાળે પછાડી, પાતાળના શેષનાગ ડોલ્યારે,
આવું તે જુદ્ધ કોણે માંડ્યું,
અભીમન્ય ને કાળા કૃષ્ણએ માંડ્યું, તેનો થયો ખડખડાટરે.
ત્યાંથી અભીમન્ય મૃત્યુરે પામ્યા,
ખભે પેટીને કાળો કરનજી ચલ્યા, લઈ રહ્યા દ્વારકાં ગામરે.
પેટી હતી તે સુભદ્રાને આપી,
જોજોરે બેની આ પેટી ઉઘાડતાં, સાચવી રાખજે પાસેરે.
નણદ ભોજાઈ બે માંથારે જુવે,
નણદબા તમારા ભાઈ શું લાવ્યા, તે મુજને દેખાડોરે.
પેટી હતી તે સુભદ્રાએ ઉઘાડી,
ભાઈનું કહ્યું સુભદ્રાએ ન માન્યું, શ્વાસમાં વાસ સમાઈ ગયોરે.
પહેલોરે માસ એળેવેળે ગયો,
બીજેને માસે સાઈયરને સંભળાવ્યું. ત્રીજાનો મરમ ન જાણ્યોરે.
ચોથેને માસે માતાને સંભળાવ્યું,
પાંચમેને માસે બાપોને રાખડી, છઠે તે કઠીપલ દુધરે.

સાતમેને માસે ઓળો ભરાવો,
ઓળો ભરાવીને મહીયર વળાવ્યાં, આઠમાનો મરમ ન જાણ્યોરે.
નવમેને માસે અભિમુન્ય જનમ્યા,
સોનાની સળીએ નાળ વધેર્યાં, પાણી સાટે દુધડે નરાવ્યારે.
ચીર ફાડીને બાળોતીયાં કીધાં,
જાદવનારે પારણાં બંધાવ્યાં, ચોખા સાટે મોતીડે વધાવ્યારે.
સાત પાંચ વરસના અભિમુન્ય થયા,
લેઈ પાટીને ભણવારે ગયા, ભણી ગણી નવછંદા પયારે.
પોતાના કાકા સગાઈ ચોરે લાવ્યા,
ઓતરા અભિમુન્ય તારીરે નારી, વઈરાટની કુમારીરે.
લીલાને પીળા વાંસ વઢાવો, નવરંગી ચોરી ચીતરાવીરે.
ત્યાંથી અભિમુન્ય પરણવાને ચાલ્યા, સારાં તે શુકન થાયરે;
ત્યાંથી અભિમુન્ય ભાગોળે આવ્યા, ભાગોળે ભેળા વગડાવો.
ત્યાંથી અભિમુન્ય ચઉટામાં આવ્યા, ચઉટામાં ચમર ઢળાવોરે.
ત્યાંથી અભિમુન્ય જાનીવાસે આવ્યા, કાકાજી ચલુવા કરાવોરે.
ત્યાંથી અભિમુન્ય તોરણે આવ્યા; સાસુજી પોંખવા આવ્યારે.
ત્યાંથી અભિમુન્ય માયરામાં આવ્યા, મામાજી કન્યા પધરાવોરે.
ત્યાંથી અભિમુન્ય ચોરીમાં આવ્યા, મામાજી દો કન્યાદાનરે.
પેહેલુંને મંગળ હરતુ ને ફરતુ, દાદાજી દો કન્યાદાનરે.
દાદાએ આલ્યાં ઘોડીલાનાં દાન.

બીજું ને મંગળ ચોરીમાં વરત્યું, માતાજી દો કન્યાદાનરે.
માતાએ આલ્યાં ગાવડીયોનાં દાન,
ત્રીજું ને મંગળ ચોરીમા વરત્યું, વીરાજી દો કન્યાદાનરે.
વીરાએ આલ્યાં વેલડીયોનાં દાન,
ચોથું ને મંગળ ચોરીમા વરત્યું, ભાભીજી દો કન્યાદાનરે.
ભાભીએ આલ્યાં ઓટડીયોનાં દાન,
ત્યાંથી અભેમુન્ય પરણીને ઉઠ્યા, માતાને પાએ લાગ્યારે.
પોતાની માએ આશીષરે આલી,
ઘણું જીવો દીકરા ઘણો આવરદા, અોનરા તારી નારીરે.
જોને અભેમુન્ય તારીરે ગોરી, ગોરી છે ગુણવંતીરે.
અમારા તે કુળમાં એવીરે રીતો, વર સાથે કન્યા ન હોયરે.
પહેલારે પહોરના શમણાંરે લાગ્યાં,
આરે શમણાંમા કોરાં કાંકણ નંદ્યાં,
એર શમણાં દીકરી આળપંપાળ, તારાં શમણાં પડે સુકે લાકડેરે.
બીજા પહોરના શમણાંરે લાગ્યાં,
આરે શમણાંમાં કોરા ઘરચોળાં પહેર્યાં,
એર શમણાં દીકરી આળપંપાળ, શમણાં પડો રાંડીરંડાએર.
ત્રીજલા પહોરના શમણાંરે લાગ્યા,
આરે શમણાંમાં રાપડો આણીરે આવે,
એર શમણાં દીકરી આળપંપાળ, શમણું પડો સમુદ્ર પારરે.

ચોથેલા પહોરનાં શમણાંરે લાગ્યાં;
બાજુડો અભિમુન્ય જુધે ચડેછે, ઓતરાને આણા આવ્યારે.
ઓતરાના બાપની ઊંચા હવેલી,
ઊંચા હવેલી ને નીચાં ઝરૂખા,
સોનાકચોળા ને રૂપાના દાંસ, ઓતરા માથેડાં ગુંથેરે.
ઘીરૂડી વીરૂડી સાંઢે રતનો રબારી, વેગે આવંતો દીઠોરે.
માડીરે મા તમે પેઢેડાં જાગો, મા મારા આણેડાં આવ્યારે.
ધણુંરે જીવો દીકરી એ શું બોલ્યાં,
બારીએથી રહી રાણી ઓતરાએ પુછ્યું,
ક્યાંથી આવ્યા વીરા ક્યાં તમે જાશો,
બાજુડો અભિમુન્ય જુધે ચડેછે, ઓતરાને આણું આવ્યોરે.
બારીએથી ઓતરાએ પડતાંરે મુક્યાં, ના રહી સુધને સાનરે.
ઓતરાને હાદે સોનીડા જગાડ્યા, વાળીયો કાઢે આજ સારીરે.
સાચી સારી કાઢે ને નંદાએલી નીસરે,
હાદે સોનીડાને મારવા લીધો,
આ મારા દાદા શીદને મારોછો, ઓતરાના કરમનો વાંકરે.
ઓતરાને હાદ દોશીડા જગાડ્યા, ચુંદડી કાઢે આજ સાચીરે,
સાચી સાચી કાઢે ને નુકશાન નીસરે,
હાદે દોશીડાને મારવા લીધો.
આ મારા દાદા શીદને મારોછો, ઓતરાના કરમનો વાંકરે.

ઓતરાને દાહે મરૂડીઆ જગાડ્યા, ચુડીલા કાઢે બહુ સારારે.
સારા સારા કાઢે ને નુંદાપલા નીસરે,
દાહે મરૂડીયાને મારવા લીધો.
ઓ મારા દાદા શીદને મારોછો, ઓતરાના કરમનો વાંકરે.
ઓતરાના દાહે માળીડા જગાડ્યા, ગજરા કાઢે મોંઘા મુલનારે.
બીલેલા કાઢે ને કરમાએલા નીસરે,
દાહે માળીડાને મારવા લીધો.
ઓ મારા દાદા શીદને મારોછો, ઓતરાના કરમનો વાંદરે.
ઓતરાને દાહે મોચીડા જગાડ્યા, મોજડીયો કાઢે મોંઘા મુલનીરે.
રાતી રાતી કાઢે ને કાળી કાળી નીસરે,
દાહે મોચીડાને મારવા લીધો.
ઓ મારા દાદા શીદને મારોછો, ઓતરાના કરમનો વાંકરે.
ઓતરાને દાહે સરઇયા જગાડ્યા, સારૂ સારૂ કંકુ કાઢેરે.
કંકુ કાઢે ને કાજળ નીસરે, દાહે સરઇયાને મારવા લીધો.
ઓ મારા દાદા શીદને મારોછો, ઓતરાના કરમનો વાંકરે.
દાદે સાસેરવાસે ઓતરા વળાવ્યાં, રાયકા તેડીને જાયરે.

વળામણાં.

કે મને માડીને રથડા જોડરે. બાળા રાજારે.
કે મને ચુડે તે સાથે તેડરે. બાળા રાજારે.
કે મને ચુડ જોયાના હસકોડરે બાળા રાજારે.

કે આપણે સરખા સરખીછે જોડરે. બાળા રાજારે.
કે જાવ હું ઝાંખું હથીયારરે. બાળા રાજારે.
કે કરૂ કૌરવનો સંહારરે. બાળા રાજારે
કે છોડી યુધ્ધ વળો ઘેર આજરે. બાળા રાજારે
કે તમને આપું મારા બાપનું રાજરે. બાળા રાજારે
કે નારી કેશ સમુળા કાઢેરે. બાળા રાજારે
કે રથ ઉપર દેહ પછાડેરે. બાળા રાજારે
કે રથ હાકો તો રામજીની આણરે. બાળા રાજારે
કે રથ એડાતો કાઢું મારા પ્રાણરે. બાળા રાજારે
કે મારા વગડામાં રથડા રોકયારે. બાળા રાજારે
કે મારા સસરા મેણાં બોલ્યારે. બાળા રાજારે
કે વહુ આવતડી ભમરાળીરે. બાળા રાજારે
કે મેંતો નથી દીઠી પગની પાનીરે. બાળા રાજારે
કે તારૂ રૂપ દેખી જુધ્ધ ન ચઢતરે. ઓતરા રાણીરે
કે મેતો નથી દીઠી નાકની દાંડીરે. ઓતરા રાણીરે
કે મામા કંસનો જાજો વંશરે. ઓતરા રાણીરે
કે મને પાટા બાંધીને પરણાવ્યોરે. ઓતરા રાણીરે
કે મને સમરથ સાસરી દેખાડરે. બાળા રાજારે
કે મને સાસરી જોયાની રસકોડરે. બાળા રાજારે
કે મારા કાંકણ દોરા છોડરે. બાળા રાજારે

કે મને સમરથ સસરો દેખાડરે. બાળા રાજારે
કે મને ઘુંઘટ તાણવાના રસકોડરે. બાળા રાજારે
કે મને દીયર દીવડો દેખાડરે. બાળા રાજારે
કે મને હોળી રમવાના રસકોડરે. બાળા રાજારે
કે મને નાની શી નણદી દેખાડરે. બાળા રાજારે
કે મને ફાગલે રમવાના રસકોડરે. બાળા રાજારે
કે મને સમરથ સાસુડી દેખાડરે. બાળા રાજારે
કે મને પાએ પડવાના રસકોડરે. બાળા રાજારે
કે મને જોડની જેઠાણી દેખાડરે. બાળા રાજારે
કે મને જોડે હીંડવાના રસકોડરે. બાળા રાજારે
કે મને વાંકુલી દેરાણી દેખાડરે. બાળા રાજારે
કે મને વાદ લીધાના રસકોડરે. બાળા રાજારે
કે મારૂં માથું વાઢીને દડો એલરે. બાળા રાજારે
કે તારી કેડની કટારી મને આલરે. બાળા રાજારે
કે તારી કુખે મોતીગર દીકરોરે. ઓતરા રાણી રે
કે સારી દેશે રામનું નામરે. ઓતરા રાણીરે
કે આરી રાખશે બાપનું નામરે. ઓતરા રાણીરે
કે તેથી સરશે તમારૂં કામરે. ઓતરા રાણીરે
કે તારી ઢાલડીની ઓથે મને રાખરે. બાળા રાજારે
કે તારાં આવતાં ઝીલીશ બાણરે. બાળા રાજારે

કે અંલી અલી ઘોડલીયાની બાગરે. ઓતરા રાણીરે
કે મેલા મેલા ઘોડલીયાની બાગરે. ઓતરા રાણીરે
કે મારા સરખા શા ભાઈબંધ હશેરે. ઓતરા રાણીરે
કે મેંતો ખાવતાં બાળ વછોડયાંરે. બાળા રાજારે
કે મને તેનાં પરાશ્ચીત લાગ્યાંરે. બાળા રાજારે
કે મેતો ખાવતાં ધન વછોડયાંરે. બાળા રાજારે
કે મને તેના પરાશ્ચીત લાગ્યારે. બાળા રાજારે
કે મેંતો છાણે છાણું ભાગ્યુંરે. બાળા રાજારે
કે મને તેનાં પરાશ્ચીત લાગ્યારે. બાળા રાજારે
કે મેંતો દીવે દીવો ઝીપોરે. બાળા રાજારે
કે મને તેનાં પરાશ્ચીત લાગ્યારે. બાળા રાજારે
કે હુંતો પથરે પાનીયો ધોતીરે. બાળા રાજારે
કે મને તેનાં પરાશ્ચીત લાગ્યાંરે. બાળા રાજારે
કે મેંતો વહેતી નિકે દીધા પગરે. બાળા રાજારે
કે મને તેનાં પરાશ્ચીત લાગ્યારે. બાળા રાજારે

---

એલતાં કોઠણી ઝળકી હો રશીયા. ટેક.
સોના તે કેરૂં મારૂં બેડલું હો રશિયા, રૂપલા ઈંઢોણી હાથ; એ.
વાટે જતા વટેમારગુ હો રશિયા, ભાઈ વીરા ઘડુલો ચઢાવ, એ.
તારો ઘડો તે ગોરી તોછડો હો રશીયા, તુંતો મારા ઘરની નાર; એ.
તારા સરીખા તારા જેવડા હો૦ તેતો મારા બાપના ગુલામ; એ.

કેડ મરડીને પડો હું મડી હો૦ તુટી મારી કમખાકસ; એ.
ભાઈરે દરજીડા વિરા વિનવું હો૦ ટાંક મારી કમખાકસ; એ.
ટાંકે ટાંકે મેલ ઘુઘરી હો રશિયા, હઇડે લખજે મોર; એ.
જતાં તે ઘમકે ઘુઘરી હો રશિયા, વળતાં ટહુકે મોર; એજતાં.

પંદર તિથિયો.

પડવે પાતળીયા ગીરધારી, કે મારે ગહેલે આવજોરે લોલ. ૧
બીજે બાળકુંવારી નાર, કે બુધને સમજાવજોરે લોલ. ૨
ત્રીજે ત્રીભુવનના નાથ, કે મોતીડે વધાવજોરે લોલ. ૩
ચોથે બાલી ચંચળ નાર, કે પ્રેમરસ પી ગયારે લોલ. ૪
પાંચમે પગલે ધરજો પ્રેમ, કે મારે ઘેર આવજોરે લોલ. ૫
છઠે છોગાળા ભગવાન, કે ભગતોને તારજોરે લોલ. ૬
સાતમે સહાય કરો મહારાજ, કે મથુરાંની વાટમાંરે લોલ. ૭
આઠમે અવતરીયા ભગવાન, કે ગોકુળ ઉછરયારે લોલ. ૮
નોમે નર ગયા મહારાજ, કે કાળીનાગ નાથવારે લોલ. ૯
દશમે માર્યો મામો કંશ, કે અમશું ભેટવારે લોલ. ૧૦
એકાદશી પરણી લાવ્યા નાર, કે સતભામા સહીરે લોલ. ૧૧
બારશે વૃંદાવનને ચોક, કે રાસ રમ્યા જઈરે લોલ. ૧૨
તેરશે તનડું મારૂં તલપ્યું, કે તમશું ભેટવારે લોલ. ૧૩
ચૌદશે બાલી ચંચળ નાર, કે પ્રેમરસ પી ગયારે લોલ. ૧૪
ઉગ્યો ઉગ્યો પુનમ કેરો ચંદ, કે અતી રળીઆમણોરે લોલ. ૧૫

સરોવર પાળે દાડમરે દાડમ લુંબે ઝૂંબેરે.
તમે એક વાર સુરત જાજો રાજ દાડમ લુંબે ઝુંબેરે.
સુરતની સાડીઓ લાવજો રાજ દાડમ લુંબ ઝુંબેરે.
લાવોતો બે જોડ લાવજો રાજ દાડમ લુંબ ઝુંબેરે.
માનેતી મજરો લેશે રાજ દાડમ લુંબ ઝુંબેરે.
પેલી શોક્ય ધડાકા લેશે રાજ દાડમ લુંબ ઝુંબેરે. ૧
તમે એકવાર મુંબઈ જાજો રાજ દાડમ લું૦
મુંબઈનાં મોતી લાવજો રાજ દાડમ લું૦
લાવોતો બે જોડ લાવજો રાજ દાડમ લું૦
માનેતી મજરો લેશે રાજ દાડમ લું૦
પેલી શોક્ય ધડાકા લેશે રાજ દાડમ લું૦ (ઈત્યાદી) ૨

## સાત વાર.

આદિત્યે આનંદ સાઈંયર કહુંછું રે;
મારે ગિરધરશું ઘરવાસ વ્રજમાં રહુંછું રે;
સોમે પામ્યાં સુખ શિવજી કળિયારે;
આ નંદજીના લાલ મુજને મળિયારે;
આ મંગળે મનહેત હરિશું લાગ્યુંરે;
આ હૃદયકમળનું બાણ હઈડે વાગ્યુંરે;
આ બુધે આવી શુધ જોવા જઈએરે;
આ છાની કહીએ ગુંજ વહાલાં થઈએરે;

આ બૃહસ્પતિ ગુરૂ પ્રતાપ સુખ છે સહુનેરે;
આ અતિ ઘણો આનંદ રાખ્યા વહુનેરે;
શુક્રના શારવા બોલ સહુને ગમતારે;
આ જોતાં તાળી હાથ રજની રમતાંરે;
શનિશ્ચરવાર સંદેશો હરિને કહાવોરે;
આ જોગ બન્યો છે આજ રમવા આવોરે;
આ સાતે વાર જે ગાય નરને નારીરે;
તેનો વઈકુંઠ વાસજ થાય દેવ મોરારીરે;

## નંદજીની ગરબીયો.

તમેરે નંદજી ગોકુળ સાંભરોરે, ઉતરવો જમનાજીનો ઘાટજો;
મારી માત નહી હોય ગોકળુરે, જસોદા જોતાં હશે વાટજો; તમે
ન કરે માત પીતા તે તમે કરીયારે, અમને બહુ લડાંવ્યાં લાડજો;
અમને નહાનેથી મોટાં કર્યાંરે તેના શા શા માનું પાડજો; તમે
મારી છે પચરંગી લાકડીરે, વાગતી વેણુ રસાળજો;
તેને તમે સંભાળીને મુકજોરે, રખે લઈ જતાં ગોવાળજો, તમે
મારી સહુએ ગોરી ગાવડીરે, તેને તમે હાથ ફેરવી દોજો જો;
કહે રૂગનાથના સ્વામી નંદનેરે, અમપર કૃપા દ્રષ્ટિએ જોજો જો; તમે;
નયને નીરને નંદજી બે લીધારે, અમથી એકજડા ન જવાયજો;
વાટડી જોતાંને રોતાં હુશેરે, કહાનજી ત્યાં તમારી માયજો. ન૦
હું તો રાખીશ મારા મંદિરેરે, તમારા માતાં મન કેમ રહેશેજો

માટે એ વિંદ ગોકુળ આવજોરે, દુરજન મેળી ના બહુ દેશેજો. ૧૦
કહો કુણ વૃંદાવન ગઉ ચારશેરે, સાંજે કોણ આવશે ઘેરજો;
હુસેના વાંસળીએ કોણ ઉડશેરે, કહો કુણ જાણે તમારી પેરજો; ૧૦
કુંવર કોને લાડ લડાવશુંરે, કોને વળગાડીશું દામીજો;
કોને જમાડીને જંગાશુંરે, કહો રૂગનાથના સ્વામીજો. ૧૦
જસોદા પુછે પિઉને પ્રેમશુંરે નંદજી ઉતર ન આલેજો;
મુખથી બોલે પણ બોલાય નહીરે, લલનાં બોલડીયા બહુ સાલેજો.
કારણ કહોને મારા કંથજીરે, કુંવરને ક્યાં મેલીને આવ્યાજો;
સરવસ સોંપ્યા વાસુદેવનેરે, દુખના મેરૂ ક્યાંથી લાવ્યા જો, ૧૧
આપણે મિતાઈ વાસુદેવનેરે, આપણે ક્યાંનું હતું વેરજો;
આવી આપણા સુતને ભોગવ્યોરે; ને રાખ્યો પોતાને ઘેરજો. ૧૧
કહો ત્યાં કંસ તમે નવ બોલી આરે, આપણે બાપ છઈ ચોછોડાજો
એ રૂગનાથનો સ્વામી ગોવાળીયોરે; આમાર નજર ન જોડાજો. ૧૧
વૃજમાં વૃજવનીતા વાતો કરેરે, મોહન મથુરામાં રહ્યાજો;
વાહિને નંદને ગોકુળ મોકલ્યારે, બિઠલ વાસુદેવના થયાજો. ૧૨
અહિંના સુખમાં ગાયો ચારતીરે બીજું આહિરડાંમાં રહેવુંજો;
ત્યાં સઉ પુછીને વાતો કરેરે, મથુરાં નગરીમાં શું કહેવુંજો ૧૨
મથુરાં નગરી હરીને મનવશિરે, બીજું કંશરાયનું રાજજો;
લક્ષ્મી દેખીને લલચાઈ ગયોરે, માટે ગોકુળ કીધું તાજજો. ૧૨
એ મુરત મનોહર શામળોરે, સજની સઉને લાગે મીઠોજો;
એ રૂગનાથનો સ્વામી ગોવાળીયોરે; ત્યાંતો રાજા થઈને બેઠોજો. ૧૨

મોહન વેણુ વગાડે. ટેક.
સોના કેરૂં મારૂં બેડલું મો૦ રૂપલા ઇંઢોણી હાથ; મો૦
સરોવર પાણી સાંચરયા મો૦ કાને કાંકર નાંખીયો, મો૦
ઘડો ફુટયો નીર વહી ગયાં મો૦ વાલા ચોદશ વાધ્યાં નીર; મો૦
સાસુ હમારી ખીજશે મો૦ નણદલ દેશે ગાળ; મો૦
દેરાણી જેઠાણી મેણાં મારશે મો૦ વાલા શીદને છે ઘેર સાલ મો૦

મારા મન ગમતા મહારાજ, મારે ઘેર આવોરે;
હું તો તલસું તમારે કાજ, હશીને બોલાવોરે. ટેક.
વિલંબ ન કરશો વીઠલારે, આવો અમ ઘેર આજ;
પેર પેરનાં પકવાન પડાવું, ત્રીકમ તારે કાજ. મારે૦
મનમાં હતું જે ગાવજીરે, મુખથી કેમ કહેવાય;
આવી શકોતો આવજોરે, મારૂં જોતાંમાં જોબન જાય; મારે૦
આ જોને આગંણીએ ઉભા રંગીલા રણછોડ;
રાઘેના સ્વામી પ્રભુ અંતરજામી, પુરો મારા મનડાના કોડ મારે૦

જેનો પિઉડા તે પરઘેર જાય, સખી શું કહીએરે;
અમથી એકલડાં ન રહેવાય, વિજોગે મરિએરે. ટેક.
રૂપજોવંનો રશિયો રૂડો, પરાણે કરે છે પ્રીત;
આણતેડયો આંગણીએ આવે, એવી એની રીત સખી ૧
બોલાવ્યો બોલે નહીંરે, કેને કહીએ પેર;

શેરડીએ સામો મળેરે, વાલો નીચાંતે ઢાળે નેણ. સખી
છળભેદ છાના રમેરે, અમને વાધ્યો પરિતાપ;
રાધેના સ્વામી પ્રભૂ અંતરજામી, વાલા અર્થ પડે ઓ-
ળખાય. સખી શું કરીએરે.

## ડાકોરનું.

હાંરે ચાલો ડાકોરમાં જઈ વસીએ,
હાંરે મને લેહ લગાડી રંગરશીએરે; ચાલો૦ ટેક.
હાંરે પરભાતને પહોર નોબત વાજે,
હાંરે અમે દરશન કરવા જઈએરે, ચાલો૦ ૧
હાંરે લટપટી પાગ કેસરીયા વાઘા;
હાંરે કાને કુંડળ સોહીએરે; ચાલો૦ ૨
હાંરે પીળાં પીતાંબર જરકશીજામાં;
હાંરે મોતનમાળા સોહીએરે; ચાલો૦ ૩
હાંરે ચંદ્રવદન અણીયાળી આંખ્યો,
હાંરે મુખડું સુંદર મોહીએરે; ચાલો૦ ૫
હાંરે રૂમઝુમ રૂમઝુમ નેપુર વાજે,
હાંરે મન મોહ્યુ મોરલીએરે; ચાલો૦ ૬
હાંરે મીરાં કહે પ્રભુ ગીરધરનાગર,
હાંરે અંગો અંગ જઈ મળીએરે; ચાલો૦ ૭

## નંદકિશોરના મહિના.

કારતક માસે કાનજી સાહેલીરે;
શે અપરાધે શામ ગયા મને મેલીરે. ૧
અવગુણ અમારા શા હશે સાહેલીરે;
જે હરીએ ઉતાર્યું હેત ગયા મને મેલીરે; ૨
મને ગમકતાં અન્ન ભાવે નહીં સાહેલીરે;
એ મોટું દુખ મહાસાગર ગયા મને મેલીરે. ૩
કોણ આગળ કરૂં ગોઠડી સાહેલીરે;
વહાલે તજીયું ગોકુળ ગામ ગયા મને મેલીરે. ૪
કઠણ થયા છે કાનજી સાહેલીરે;
તે સામે હઈડા માંડી ગયા મને મેલીરે. ૫
તે દુખે દાઝું ઘણું સાહેલીરે;
હરી ઘણું દેખાડી હેત ગયા મને મેલીરે. ૬
કારતક કઠણ કહાડીયો સાહેલીરે;
ના આવ્યા નંદકીશોર ગયા મને મેલીરે. ૭
માગશર મથુરામાં ગયા સખી આવુંરે;
મને એક પલક જુગ જાય સંદેસો કહાવુંરે. ૮
ઘરના કામ ગમે નહી સખિ આવુંરે;
મારૂં ચીત પ્રભુની પાસ, સંદેસો કાહાવુંરે. ૯
વૃંદાવનમાં કોણ જશે સખી આવુંરે;
મોરલી વાળો કોણ સંદેસો કહાવુંરે. ૧૦

ગેરીવટના ચોકમાં સખી આવુંરે;
હાંરે ક્રીડા કરશે કોણ સંદેસો કહાવુંરે. ૧૧
દાણી થઈ કોણ ઘેરશે સખી આવુંરે;
કોને મા.ગ્યા દઈશું દાણ સંદેસો કહાવુંરે. ૧૨
હરીને કોણ બોલાવશે સખી આવુંરે;
મને કરશે કોણ કટાક્ષ સંદેસો કહાવુંરે. ૧૩
ગાગશર મોટો મરમ તણી સખી આવુંરે;
પ્રભુ નાગર નંદકીશોર સંદેસો કહાવુંરે. ૧૪
પોશે પ્રભુ મુકી ગયા શો દાવોરે;
તમે નંદ જસોદાના હરી અહીં આવોરે. ૧૫
જમનામાં ગીંદુ પડ્યો શો દાવોરે;
પ્રભુ કાળીનાગની કાજ હરી અહી આવોરે. ૧૬
ઈંદ્રે ઘન વરસાવીયો શો દાવોરે;
ગોવરધન ધારકાં કાજ હરી અહી આવોરે. ૧૭
તમો જાદવ અમો આહીરડાં શો દાવોરે;
તે લોક લાજને કાજ હરી અહી આવોરે. ૧૮
જમનાજીમાં ઝીલતાં શો દાવોરે;
ચીર હરવાને કાજ હરી અહી આવોરે. ૧૯
વહાલાં તે વેરી થયાં શો દાવોરે;
હરી એમ ન કીજે નાથ હરી અહી આવોરે. ૨૦

પોથી પ્રેમદા વલવલે શા દાવોરે;
તમે જીવણ નંદકીશોર હરી આડા આવોરે, ૨૧
માઘે મળવા નાથને મન હીસેરે;
હું જોઉછું ચોદશ વાટ કહીં નવ દીસેરે. ૨૨
શિયાળે સુખ સાંભરે, મન હીસેરે;
કેમ જાએ મોટી રાત કહીં નવ દીસેરે. ૨૩
મોરલી સુણવા માહરૂં મન હીસેરે;
મેં શોધ્યા સર્વ ગોવાળ, કહીં નવ દીસેરે. ૨૪
જે હસવું કરતાં નાથજી મન હીસેરે;
અમે સોહ્યું વૃંદાવન કહીં નવ દીસેરે. ૨૫
સ્વપનંતર સરખું થયું મન હીસેરે;
અમો તે દુઃખ કેમ સહેવાય કહીં નવ દીસેરે ૨૬
આવડું અમે જાણ્યું નહી મન હીસેરે;
છેહ આપવી છેહ કહીં નવ દીસેરે. ૨૭
માઘે મન વીકળ થયાં મન હીસેરે;
તમો જીવણ નંદકીશોર કહીં નવ દીસેરે. ૨૮
ફાગણે કહું ફરી ફરી દુઃખ કાપોરે;
તમો ગોપી જનના પ્રાણ, દરસન આપોરે. ૨૯
વસંત આવ્યો વીઠલા, દુઃખ કાપોરે;
ગુન્હા સૌ ભરવા ગોવીંદ દરસન આપોરે, ૩૦

ટોળી કરજે બેલીએ દુઃખ કાપોરે;
રમવા સરખી રાત દરસન આપોરે. ૩૧
માથે મુગટ કર મોરલી દુઃખ કાપોરે;
જમનાજીને તીર દરસન આપોરે. ૩૨
ગોપીઓ સહુ વલવલે દુઃખ કાપોરે;
એમ કઠણ ન થઈએ કંથ દરસન આપોરે. ૩૩
હરી હવે ઘણી થઈ દુઃખ કાપોરે;
ગોપીંતા એકાંત દરસન આપોરે. ૩૪
ફાગણ ફરકે આંખડી દુઃખ કાપોરે;
તમો જીવણ નંદકીશોર દરસન આપોરે. ૩૫
અંતર ચીંતા ઘણી કરે સહુ બાળારે;
સ્વામી વિજોગે દેહ પ્રગટી જ્વાળારે. ૩૬
વદન કમળ સુકાઈ ગયાં સહુ બાળારે;
નવ સુને એક પેર પ્રગટી જ્વાળારે. ૩૭
શણગાર સેજ પરહરી સહુ બાળારે;
સુકાયાં સહુનાં ગાત્ર પ્રગટી જ્વાળારે. ૩૮
બેઠી થી ફરે ધામમાં સહુ બાળારે;
નહિ દરશન વિના કંઈ વાત પ્રગટી જ્વાળારે. ૩૯
ગુણ ગાતી ગોવીંદના સહુ બાળારે;
વહે નેણે આંસુધાર પ્રગટી જ્વાળારે. ૪૦

શોક સમુદરમાં પડી સઉ બાળારે;
તેનું ચીન રહ્યું નહી ઠાર પ્રગટી જ્વાળારે. ૪૧
અઈતર ચીંત કરે નહી સઉ બાળારે;
તમે નાગર નંદકીશોર પ્રગટી જ્વાળારે. ૪૨
વઈશાખે સઉ વલવલે ક્યાં જઈએરે;
મારે હઈએ દુઃખ અપાર કોને કહીએરે. ૪૩
ત્રીકમજી તજી ગયા ક્યાં જઈએરે;
વળી હસવી દુરજન લોક કોને કહીએરે. ૪૪
પ્રાણ અમારા પ્રભુ કને ક્યાં જઈએરે;
વળી સાસુ નણદનું સાલ કોને કહીએરે. ૪૫
સુનું સઘળુ દેખાએ ક્યાં જઈએરે;
આ જીવણ પ્રાણ આધાર કોને કહીએરે. ૪૬
કઠણ થયા છે કહાનજી ક્યાં જઈએરે;
હરજીએ ન જાણ્યે પ્રાણ કોને કહીએરે. ૪૭
પ્રેમ પંથમાં સઉ પડી, ક્યાં જઈએરે;
છે વાંકી સઘળી વાત કોને કહીએરે. ૪૮
વૈશાખે રાખ્યાં વેગળાં ક્યાં જઈએરે;
ઓ નાગર નંદકીશોર કોને કહીએરે. ૪૯
નરે કહાવે જોખતાં એમ હસીનેરે;
શું અટક્યા કુબજા સાથ ન આવ્યા ફરીનેરે. ૫૦

પ્રીત કરી લપટાઇ ગયા એમ હરીનેરે;
મળી મથુરાં કેરી નાર ન આવ્યા ફરીનેરે. ૫૧
વાંક કાઢીને વળગતાં સઉ હરીનેરે;
ભુલી શી વાતે ભગવાન ન આવ્યા ફરીનેરે. ૫૨
અમો અબળાનું શું ગજું કહે હરીનેરે;
તે તમને ન ઘટે નાથ ન આવ્યા ફરીનેરે. ૫૩
વાંક શો છે વિઠલા કહે હરીનેરે;
છેક દઇ ગયા છો છેહ ન આવ્યા ફરીનેરે. ૫૪
મારૂં જોબનીયું એળે ગયું કહે હરીનેરે;
હું તો ક્યાં લગી રાખું ધીર ન આવ્યા ફરીનેરે. ૫૫
નેઠે ઠેઠ જોઇ ગયા કહે હરીનેરે;
આ નાગર નંદકીશોર ન આવ્યા ફરીનેરે. ૫૬
આષાડ ઘન આવીયો આ બેનીરે;
થયો વિજળીનો ચમકાર મનડું રહેનીરે. ૫૭
બપૈયો પિઉ પિઉ કરે આ બેનીરે;
મદમાતા બોલે મોર મનડું રહેનીરે. ૫૮
સેજ પિઉડો સાંભરે આ બેનીરે;
વળી મેડ્યો વરશે મેહ મનડું રહેનીરે. ૫૯
લોક લાજ મેં પરહરી આ બેનીરે;
હું જાઉં પ્રભુની પાસ મનડું રહેનીરે. ૬૦

પીરહ્યે મેં રાખી ઘણી ઓ બેનીરે;
હજુએ ન આવ્યા નાથ મનડું રહેનીરે. ૬૧
કોઈ સંદેશા કહે મને ઓ બેનીરે;
હરી આવશે આજ કે કાલ મનડું રહેનીરે. ૬૨
આષાડે ના આવીયા ઓ બેનીરે;
ઓ જીવણ નંદકીશોર મનડું રહેનીરે. ૬૩
શ્રાવણ વરસે સરવડે તે સાલેરે;
હવે આવ્યા ચોમાસાના દીન કહો કેમ ચાલેરે. ૬૪
હરી કુબજા સાથે એશ કરે તે સાલેરે;
વાલે મુકી વ્રજની નાર કહો કેમ ચાલેરે. ૬૫
સંદેશા ના કહાવિયા તે સાલેરે;
તમે સાહ થયા મહારાજ કહો કેમ ચાલેરે. ૬૬
વહેરીડા કરે વાતડી તે સાલેરે;
ખારૂ પુરાણ બાંધ્યું મંન કહો કેમ ચાલેરે. ૬૭
વિઠલે રાખ્યાં વેગળા તે સાલેરે;
શું નથી જાણતા નાથ કહો કેમ ચાલેરે. ૬૮
હરી ચતુર થઈ ચુકી ગયા તે સાલેરે;
ભર્યું જાણપણામાં આજ કહો કેમ ચાલેરે. ૬૯
શ્રાવણ સુનો હરી વીના તે સાલેરે;
ઓ નાગર નંદકીશોર કહો કેમ ચાલેરે. ૭૦

બાહરવો કહે ભાવ શું વ્રજનારીરે;
તમે જીત્યા જગજીવન હરી હું હારીરે. ૭૧
રમતાં રાક ઝીષી હૈયે વ્રજનારીરે;
તમે ક્ષમા કરો અપરાધ હરી હું હારીરે. ૭૨
મનમાંયા વ્યાકુળ થઈ વ્રજનારીરે;
હવે દયા કરો મહારાજ હરી હું હારીરે. ૭૩
તમે કહેશો તે કરશું અમો વ્રજનારીરે;
પ્રભુ રમે રાખતા રોષ હરી હું હારીરે. ૭૪
ત્રીકમજી તમે તજ્યા વ્રજનારીરે;
કેમ વરસે વરસાદ હરી હું હારીરે. ૭૫
અમો આહીર અંહાર તજ્યો વ્રજનારીરે;
તમોછો દીનદયાળ હરી હું હારીરે. ૭૬
બાહરવે ભુધર નવ માન્યા વ્રજનારીરે;
હો નાગર નંદકીશોર હરી હું હારીરે. ૭૭
આશોમા સખી આવશે વનમાળીરે;
મારે થાશે હરી શું ભેટ આજ દીવાળીરે. ૭૮
પ્રેમ દેખી ગોપી તણા વનમાળીરે;
હરી આવ્યા કહેવાયા આજ આજ દીવાળીરે. ૭૯
ગોપી સઉ હરખી ઘણું વનમાળીરે;
ઘેર ઘેર મંગળ ગાય આજ દીવાળીરે. ૮૦

ફરી ફરી મુખ નિરખતાં વનમાળીરે;
સહુ હરખે બેસી થાય આજ દીવાળીરે. ૮૧
ગોપી પ્રેમે કરતી આરતી વનમાળીરે;
વળી પેચે હસતી આજ દીવાળીરે. ૮૨
મનોરથ પુરણ કરયા વનમાળીરે;
થયા તે બારે માસ આજ દીવાળીરે. ૮૩
આશોમાં ફરી મળ્યા વનમાળીરે;
સમે નાગર નંદકીશોર આજ દીવાળીરે. ૮૪

## પંદર તિથિયો.

પડવાની પણ પ્રીત ગતમત ભુલીરે;
મારા હરી વીના એક વાત સ્વરપે સુનીરે. ૧
બીજે બાળે વેશ રહીયું બાળીરે;
આ ઘરમાં કેમ રહેવાય વાગે તાળીરે. ૨
ત્રીજે ત્રીભોવનરાય રાજા પધારશેરે;
હરી આવીને આપણે ઘેર હેત વધારશેરે. ૩
ચોથે ચંચળ નાર ચતુરાં ચાલેરે;
પેહેરા વજીદરાનો વર્ણ કપડાં ઢાળેરે. ૪
પાંચમના પડદા હરી શું રાખ્યારે;
મારે પ્રેમરસ પીવા કાજ હરી રસ ચાખ્યારે. ૫

છઠ્ઠીના લખીયા લેખ તે કેમ ટળશેરે;
મારે પેલા ભવની પ્રીત આવી મળશેરે. ૬
સાતમના સંતાપ હવે શું અમનેરે;
આ શું કહિયે મહારાજ લાજ નહી તમનેરે. ૭
આઠમ આછવ થાય હરી હોય હેલીરે;
મારે શૉળ ગોપીયોનો સાથ રમવા ઘેલીરે. ૮
નોમે નમેરા નાથ નમેરા ના થઈએરે;
આ ગોકળીયું મેલી મથુરા ના જઈયેરે. ૯
દશમે દિન રાત દેહી મારી દાઝેરે;
ઘેર નાવલીયો રીસાય તે ઘણું સાલેરે. ૧૦
એકાદશીનાં વ્રત મારે કરવાંરે;
શ્રી જમનાજીનાં ધ્યાન મારે ધરવારે. ૧૧
દ્વાદશીને દહાડે દરસન દેજોરે;
મારા શામળીયા ભગવાન સનમુખ રહેજોરે. ૧૨
તેરશના તો તંત હમારા તુટ્યારે;
આ હરી હરી કરતાં હોઠ અમારા સુક્યારે. ૧૩
ચઉદશ તો ચતુર નર શું વહાયારે;
ઘેર રાધા સરખી નાર શું રીસાયારે. ૧૪
પુનમ તો પંદર તિથી થઈ કહાવેરે;
મને સેજડીએ સુતાં નીદ્રા ના આવેરે. ૧૫

## પંદર તિથિયો.

સખિ પડવે તે પંથે ચાલ્યારે, મહા વનના તે મારગ ઝાલ્યારે;
સાથે સીતાને લક્ષમણ બાળા, રઘુપતિ રામ રદયમાં રહેજોરે. ૧
સખી બીજે મહીમાં બીરાજેરે, જેવા નદીયો તણાં નીર ગાજેરે;
રામ બેઠી ગયા રૂડું રાજે, રઘુપતિ રામ રદયમાં રહેજોરે.
સખિ ત્રીજે તે વનની ઝાડીરે, દશ ફૂળ મઆવેછે ફડાડીરે;
સારી શોભે સિતાજીની વાડી, રઘુપતિ રામ રદયમાં રહેજોરે. ૩
સખિ ચોથે કેવડિયા બહેકેરે, ફાલ્યો ફુલ્યો ને મોગરા મહેકેરે;
બેઠી લીલી લતાઓ લહેકે, રઘુપતિ રામ રદયમાં રહેજોરે. ૪
સખિ પાંચમે પોપટ પાળ્યોરે, પાંખ લીલી ને કંઠો કાળોરે;
મુખે રામ ભજુંનશો ભાળ્યો, રઘુપતિ રામ રદયમા રહેજોરે. ૫
સખિ છઠે છેતરવાને આવ્યોરે, કૂડો કપટિ રાવણ સાથે લાવ્યોરે;
મ મુખનો મરગ બનાવ્યો, રઘુપતિ રામ રદયમાં રહેજોરે. ૬
સખિ સાતમે શ્રીહરિ સમરતારે, વાડિ ભેળી ઉડાડ્યા ભમરારે;
રૂખ સાહિને ઉપાડ્યા ડમરા, રઘુપતિ રામ રદયમાં રહેજોરે. ૭
સખિ આઠમે એને નિહાર્યોરે, ધનુષ ધરિને મરગલો માર્યોરે;
મૃગ મરતા વખતે પોકાર્યો, રઘુપતિ રામ રદયમા રહેજોરે. ૮
સખિ નોમે તે નાખ્યો તીરરે, જઈ વાગ્યોછે મરગ શરીરે;
વારે ધાજો લક્ષમણ વીર, રઘુપતિ રામ રદયમા રહેજોરે. ૯
સખિ દશમે કહે લક્ષમણનેરે, બોલી વીરા બોલાવેછે તમનેરે;

આડી આણું દીધીછે અમને, રઘુપતિ રામ રૂદેમાં રહેજોરે. ૧૦
સખિ એકાદશી અપવાશીરે, લંપટ લેવાને લાગ તપાસીરે;
રાવણ સિતાને લઇ ગયો નાશી, રઘુપતિ રામ રૂદેમાં રહેજોરે. ૧૧
સખિ બારશે હનુમન ન બળી મારે, ઠેકી સમુદ્રને પાર નિકળિયોરે;
જઇ જોગમ પને મળીયો, રઘુપતિ રામ રૂદેમાં રહેજોરે. ૧૨
સખિ તેરશે ગંભાળું ભાગેરે, હાક હનુમાન કેરી વાગેરે.
ભડાય લંકા તે ગઢમાં લાગે, રઘુપતિરામ રૂદેમાં રહેજોરે. ૧૩
સખિ ચૌદશે ચિત વિચારી રે, ફોજ વાંદરાંની રચી સારીરે;
રામે રાવણને નાખ્યો મારી, રઘુપતિ રામ રૂદેમાં રહેજોરે. ૧૪
સખિ પૂનમે પ્રભુજી આવ્યા રે, પણ ભરી મોતીડે વધાવ્યારે;
માતા કઉશલ્યાને મન ભાવ્યા, રઘુપતિ રામ રૂદેમાં રહેજોરે. ૧૫
સખિ પંદરે તથયો થઇ પુરી રે, એમાં એકે નથી અધુરીરે;
આત્મારામની વાણી મધુરી, રઘુપતિ રામ રૂદેમાં રહેજોરે. ૧૬

## મહીના.

કારતક મહીને મેલી ગયા, હરજી હઇયામાં રાખો દયા;
ગોકુળ કેમ કરી રહેવાય, વાલમ વહેલા પધારજોરે. ટેક.
માગશર મહીનેરે માહાલતાં, હરિને આંગણિએ બોલાવતાં;
કરતાં વાહાલપણાની વાત, વાહાલમ વહેલા૦ ૨
પોષે પ્રભુ ગયા પરદેશમાં, મેલી અબળા બાળવેશમાં;
સુતાં સેજે નવ રહેવાય, વાલમ૦ ૩

માઘે મોહનજી બહુ સાંભરે, ગોપીની આંખડીએ આંસુ ઢળે;
સુનો વાહાલા વિના સંસાર. વાલમ૦ ૪
ફાગણ મહીને વન ફુલી રહ્યાં, રમત રસીયાની ભુલી ગયાં;
રશિયા શીદ ચઢાવો રીસ. વાલમ૦ ૫
ચૈતર મન ચંચળ છે માહરૂં, હું તો ધ્યાન ધરૂં પ્રભુ તાહરૂં;
ઘડિ એક જુગ બરાબર જાય. વાલમ૦ ૬
વૈશાખે વાટડીયો શોધી વળી, પોતે ચાલી પાવડીએ ચઢી;
સુના જગ જમવાના ઘાટ. વાલમ૦ ૭
જેઠે જીવન જોવા નીસરી, સજ્યા સણગારો વીસરી;
ગિરધર ઘડિએ નવ રહેવાય. વાલમ૦ ૮
અશાડે છે આશા વૃજ નારને, મોહન મનમાં વાત વિચારને;
પ્રીતમ આવે રહેશે પ્રાણ. વાલમ૦ ૯
શ્રાવણ શેરડીયો શોધી વળી, દીઠી મેં ન તમારી મંડળી;
મેં નવ દીઠા નંદકુમાર. વાલમ૦
ભોજન ભાદરવે ભાવી રહ્યાં, વાહાલા વચન તમને શાં કહ્યાં;
વિનતા જુએ તમારી વાટ. વાલમ૦ ૧૧
આશો મેં જાણ્યું હરી આવશે, ત્યારે દીવાળી ભાવશે;
દીપક થાશે ઘેરઘેર. વાલમ૦ ૧૨

---

નંદના કુંવર છેલ છબીલા છેલજો,
પાતળિયાજી પાલવ મારો મેલજો,

આગાને દુરીજન પેના દેખશેજો,
દેખીને શું કરશે દુરજન લોકજો,
દાબુ દધીના પઈશા લઈશું રોકજો,
તારા સમ જો તુજને કહું આપણાજો,
આપણાનાં મન અળખેલા શું જાણેજો,
મસ્તાનો થઈ શ્રીગોકુળમાં ગાહાણીજો,
અમે તે જઈન કંશરાયને કહીશું જો,
કંશરાય શું કરશે અમને આવજો,
ઘેર અમારે વૃંદાવનનું રાજ્ય જો,
છાનું નથી જાણ્યું બધા જગમાંજો,
જગમાં જાણ્યું જાદવમાં અવતરિયાજો.
છાનામાના ગોકુળમાં ઉછરિયા જો,
રુગનાથના સ્વામીજી તમને ઓળખ્યાજો.

---

મારૂં સોનાનું બે બેડું રે; છેલ૦ મારી રૂપાની ઈંઢોણી રે; છેલ૦
ઊંડો સરોવર પાણી ગઈતી રે; છે૦ મને કાળે બળદે મારી રે; છે૦
મારા આછા સાળુ ફાટ્યા રે; છે૦ એ ગોકુળ ગામના હરજી રે છે૦
મારા આછા સાળુ સાંધે રે, છે૦ મારી સાસુ ન જાણે શીપાં રે; છે૦
મારી નણંદ ન જાણે ઓટચાં રે; છે૦ મારી જેઠાણી ન જાણે ટાકાં રે છે
તારા સાંધ્યાનો સવેપો રે, છે૦ તારા ઓટ્યાનો રૂપૈયો રે; છેલ૦

---

અચકો મચકો કારેલી. ટેક.
તમને કઈ વહુ ગોરી ગમશે રાજ; અચકો મચકો કારેલી.
અમને રૂપીવહુ ગોરાં ગમશે રાજ; અચકો મચકો કારેલી.
એ ઢાંગણીને શું કરશો રાજ, અચકો મચકો કારેલી.
એ ઢાંગણી કામણગારી રાજ, અચકો મચકો કારેલી.
એને ઊંચા ઊંચા મેડા પે બેસારશું રાજ, અચકો મચકો કારેલી.
એને ઢાપલો ઘરાણું ઘાલશું રાજ, અચકો મચકો કારેલી.

---

નહિ મેલુંરે નંદલાલ છેડલો નહિ મેલું;
તારે છેડલે આંબા ચાર, છેડલો નહિ મેલું. ટેક.
સાત પાંચ ગોપિયો ટોળે મળીને, વચમાં કાનડ કાળોરે;
કાળો છે પણ કામણગારો, એની આંખલડાનો ચાળો. છેડલો૦ ૧
વાંકી મેલી પાઘડીને, કાને જુઠાં મોતીરે;
જેનો વર વરણાગીયો, તેની બાયડી હીંડે રોતી. છેડલો૦ ૨
કચકડાની ડાબલીને, માંહિ ભરીછે મેશરે;
જેનો વર વરણાગિયો, તેની બાઈડી કાળી મેશ. છેડલો૦ ૩
કુળાં પિરશું કાતરિયાને, આંબા પિરશું ઘોળીરે;
મન ભાવાસોટ મગદળ પિરશું, પિરશું પુરણપોળી. છેડલો૦ ૪
મુંબાઈની ઊંચી નારી, ધોળકડી પુતારીરે;
નડિયાદીનું નાક વઢાણું, સોરઠડી બવીહારી. છેડલો૦ ૫

## ગરબી.

કરમજ વહુ કહે કથન ખરો મુજ કાનરે, કસુંબાજી;
આ અંતરમાં શું આણ્યાંછો અભિમાન મારા કસુંબાજી;
તમે તમારૂં આપે આપ વખાણ્યાંરે કસુંબાજી;
આ ખરનારીના જરિએ ગુણ ન જાણ્યા, મારા કસુંબાજી;
છે ચાર દિવશની ફક્ત તમારી ચટકીરે, કસુંબાજી;
આ ફુલા ગમે તેમ પણ તે જશે ફટકી, મારા કસુંબાજી. ૧
કહે કસુંબો કામનિ સુણજો કહેણરે, કરમજવહુ;
આ નેણ નચાવિ શું વેરૂ વદો કુબેણ, મારાં કરમજવહુ;
ગુણ તમારા ઓરા નથી અજાણ્યારે, કરમજવહુ;
આ ચટકીએ વશ ચઉદ લોક કરી જાણ્યા, મારાં કરમજવહુ;
ફટકો કે નહિ ફટકો ફાવે તેમરે, કરમજ વહુ;
આ આખી આલમ અમને ઇચ્છે એમ, મારાં કરમજવહુ. ૨
એમ ઇચ્છે પણ કાચા સર્વે કહેછેરે, કસુંબાજી;
આ તન અબળાનો પાકો રંગ રહેછે મારા કસુંબાજી;
નેણ નચાવી ત્રિભુવન તાબે કીધાંરે, કસુંબાજી;
આ ચટકીએતો વીખ હળાહળ પીધાં, મારા કસુંબાજી;
ફટકો કે નહિ ફટકો એ શું ફાવ્યુંરે, કસુંબાજી;
આ ઉલટુ એથી માથે લાંછન આવ્યું, મારા કસુંબાજી. ૩
લાંછન આવ્યું શીશ તમારે સોહ્યુંરે, કરમજવહુ;

આ પ્રમદા જાતી પણ પોતાનું ખોયું, મારાં કરમજાવડું;
પાકો રંગ રખ્યો તેમાં શું પામ્યાંરે, કરમજાવડું;
આ કાચે રંગે જગત ખોખામાં જામ્યાં, મારાં કરમજાવડું;
બે બાળ જુવાનો સર્વ અમારા જીરે, કરમજાવડું;
આ કાચે રંગે રખ્યા અમે રંગરેજી, મારાં કરમજાવડું. ૪
રંગરેજી કહેવાણા જાને રચિયારે, કસુંબાજી;
આ તમ વિશ્વાસે હાથ રહી પછી પચિયા, મારા કસુંબાજી;
કાચે રંગે જામ્યા ત્યાં શું જોરરે, કસુંબાજી;
આ સોંપે જાડે સિધપુર હારાનોર, મારા કસુંબાજી;
પણ ખોયું પણ મોંઘા તમથી મુજરે, કસુંબાજી;
આ કહેતિ નથી સાંભળતાં પ્રગટે શુળ, મારા કસુંબાજી. ૫
ઉપરનો જે રંગ દિસેછે રાતોરે, કસુંબાજી.
આ તેજ તમારો દમડાથી વેચાતો, મારા કસુંબાજી;
અંતરનો ઉમળકો મારો રંગરે, કસુંબાજી;
આ સહાય સમજો પિયુજી મળે પ્રસંગ, મારા કસુંબાજી;
કરવા કસુંબા વળતી વાધે વેરરે, કસુંબાજી;
આ અંતરને ઉમળકે લીધા લહેર, મારા કસુંબાજી. ૬
મરદ ખરા પણ તમ માંહી શો માલરે, કસુંબાજી;
આ ચુપ ગયોપઈ કસુંબા મોહનલાલ, મારા કસુંબાજી. ૭

---

## સાખિયે।

માટડાં ગોરસ હચો ગોરસ હચો, હાંરે તારૂ ગોરસ લાગે છે મીઠું;
હાંરે એવું બાપ જનમારે નથી દીઠુંરે, મી૦
દરિયા કાંઠે નીપજે, નહિ સાઠો નહિ છોઈ; મારી બાઈએ
મને મોકલી, ગાંધી આપ વસાણું જોઈરે મી૦ (મીઠું)
શોળ વરસની સુંદરી, ચાલી હાટ બજાર; પરણ્યો બાપ ને દી-
કરે ભોગવી, એનો ચતુર કરો વિચારરે. મી૦ (પાવલી.)
આ અર્થનો અર્થ પ્રમાણ, સાંભળ એમા ખુંટ; જગતનો કોઈ
માનશે નહી, પણ કામની કોટે ઉંટરે. મી૦ (કાગવું ને ઊટરો )
માથે મારે મોટે ચરે, પેટમાં ન જાય દાણો; એ સમશ્યા ન સ-
મજેતો, પરાઈ બેટી શીદ માણોરે; મી૦ (ધીંષણી ને હથોડી.)
રૂારૂળ પંદી વજરપર ડાંડી, વગર કુંભારે ઘડી હાંડી. વગર
મેળવ્યાં જામ્યાં મહી, પ્રમદા પુરૂષને પેટ રહીરે. મી૦ (સોપારી.)
હળવદ જજો સુટાકણે, વહોરજો હળદરને હીંગ; પણ એક વ-
સ્તુ એવી લાવજો, હોય જેને માથે ચાર શીંગરે. મી૦ (લવીંગ.)
વાંકો વાંકો કેડ હલાવે, દરમાં ઘાલે ડાંડો; કાચાં રતન પેદા કરે
એ ડાહ્યો હશે કે ગાંડોરે. મી૦ (કુંભારનો ચાક.) પાટણ પેટી
બે મુગ્ધી, નાગીન નામે નામ; તે નરને ચાહે ઘણું, એને ભેલ
સંગાથે કામરે. મી૦ (સુડી.) માથા કેરો ગોફણો, હઈયા કેરો
હાર; દહાડે કરૂં દીકરો, એને રાતે કરૂં ભરથારરે. મી૦ (સાડલો.)

જેને ઘર પવન ના સંચરે, જેની છાંય ન બેસે કોય; તે ફળ તો મોકલાવજો, મારે એકાદશી વ્રત હું પરે. મી० (શ્રીફળ)
અંગ કાળુ દાંત ઉજળા, માંહે ખેતર ચાલ; સાસુ વહુને દીકરી, એ ત્રણેનો એક ભરથારરે, મી० (ચુલો.)

સલામ.

અમે અમારે ઘેર જઈયે ભાઈ રામ રામછે;
આ બોલ્યું ચાલ્યું માફ બીજુ શું કહિયે.
આ કાગળ હોયતો વાંચીએરે ભાઈ રામ રામછે;
આ હુંડી ગુજ વાંચ્યા ન જાય બીજુ શું કહીયે.
આ કુવો હોયતો ગાળીએરે ભાઈ રામ રામછે;
આ સમુદ્ર ગાળ્યો ન જાય બીજુ શું કહીએ.
આ ગાનારીને ઘરચોળાં ભાઈ રામ રામછે;
આ ઝીલનારીને ચીર બીજુ શું કહીએ.
આ સાંભળનારને સાલજોડા ભાઈ રામ રામછે;
પેલા ઊંઘનાને બે લાત બીજું શું કહીએ.
પેલા ઉભાને સલામ ભાઈ રામ રામછે;
પેલા સુતાના કુટયા કાન બીજુ શું કહીએ.
આ ગરબા જે કોઈ ગાશેરે ભાઈ રામ રામછે;
તેનાં મન ચીતવ્યાં ફળ પાશે બીજુ શું કહીએ.

—०—

આણી તેડે ગંગા રે, પેલી તેડે જમનાં રે, વચમાં સરસ્વતી નદિ વહેછે;
સોના ઘડુલો રે, રૂપલા ઇંઢોણી રે, સિતાવેલ પાણી સાંચરયાં;
રામડી ન પહોંચ્યે રે, ઘડુલો ન ડુબે રે, કુવાની તેડે ઉભાં રહ્યાં;
સોનાની ગેડી રે, રૂપલા દડુલો રે, રામચંદ્ર રમવા સાંચરયા;
કોણ રાયની બેટી રે, કોણ તારૂં નામ રે, કઈ રે નગરીની ગરાશણી;
કોણ રાયના બેટા રે, કોણ તારૂં નામ રે, કઈ રે નગરીના ગરાશિયા;
દશરથના બેટા રે, રામચંદ્ર નામ રે, અજોધ્યા નગરીના ગરાશીયા;
જનકની બેટી રે, સિતાવેલ નામ રે, હુંછું એવું બાળ કુંવારડી;
પાનનાં બીડાં રે, સાત સોપારી રે, લગન નિરધારી વહેલા આવજો.

---

લાડો લાડી જમેરે કંસાર, કે ઉપર વેવાઈ ટળવળેરે;
દિકરી મને આંગળડી ચટાડ, કે કંસાર કેવો ગળ્યો લાગેરે.
લાડો લાડી જમેરે કંસાર, કે ઉપર વેવાણ ટળવળેરે;
દિકરી મને આંગળડી ચટાડ, કે કંસાર કેવો ગળ્યો લાગેરે.

---

એક ઝારા ઉપર ઝારી રે, એતો લાડડી થઈ અમારી રે;
એતો અમારાં કહ્યાં કરશેરે, પેલા વેવાઈના બોલ પુંઠે ધરશેરે.
એક ઝારા ઉપર ઝારી રે, એતો લાડડી થઈ અમારી રે;
એતો અમારાં કહ્યાં કરશેરે, પેલી વેવાણના બોલ પુંઠે ધરશેરે.

---

છઈયા હાથ પરેરા લેજોરે,
મારૂં માણેક મેલું થાશેરે, મારૂં રતન રજે ભરાશેરે;
છૈયા તારા તે હાથ ખસે ભર્યા, મારી લાડવાઈના હાથ હીરે જડ્યા

---

આવ્યા ઉન્હાળાના દન કે, છોડી વીંઝણુલો શું ન લાવી;
તારો બાપ ધરાણે મેલ કે, છોડી વીંઝણુલો શું ન લાવી. ૧
આવ્યા ઉન્હાળાના દન કે, છોડી વીંઝણુલો શું ન લાવી;
તારી માને ધરાણે મેલ કે, છોડી વીંઝણુલો શું ન લાવી. ૨ ઇ૦

---

હળવે હળવે પુખરે, મોટા તોપા, બાળા વરને વાગે છે સાઠી ચોખા;
રવઈયોરે રવઈયો વર પોંખે તે ભવઈયો.
અલ્પાડીરે અલ્પાડી વર પુખે તે ખિલાડી. ઇત્યાદી.

---

સોળ વરસના સોમઈયાને ફેરા ફરતાં નાવડ્યારે;
આટલી સરખી નાહાની બેનને ફેરા ફરતાં આવડ્યારે.

---

લાડો તો કુચે કુચે મંડ્યોરે, લાડીને કંસાર નવ ભાવેરે;
લાડો તો દુકાળમાંથી આવ્યોરે, લાડી તો સુકાળમાંથી આવી રે.

---

પાટલા દોરે પાટલા દો, પાટલા ન હોય તો સુતારાને જાઓરે;
સુતારોની બઈયરો પાટલા દો. ઇત્યાદી.

પત્રાળાં દોરે પત્રાળાં દો, પત્રાળા ન હોયતો પત્રાળીને જાઓરે;
પત્રાળીની બઈયરો પત્રાળા દો.

પાણી દોરે પાણી દો, પાણી ન હોયતો પખાલીને જાઓરે;
પખાલીની બઈયરો પાણી દો. (૯૦)

---

ડંકો વાગ્યોને લશકર ઉપડ્યું ઝરમરીયા ઝાલા;
આવીછે અમદાવાદની હોજરે ઝરમરીયા ઝાલા;
ઘેરપુંછે ઘોડા ગામરે ઝરમરીયા ઝાલા. (૯૦)

---

તને કોણે કહ્યું તું બોલ, ધાચી મોચીનારે;
હવે નહીં બોલુંરે જીજી, નાક વઢાયુંરે જીજી, ચુના ચોપડ્યારે જીજી;
જખ મેં મારીરે જીજી, ભુલ કીધીરે જીજી. (૯૦)

---

એક ટકાનાં પાન મંગાવોરે, પેલી વેવાણના દાંત રંગાવોરે;
એના દાંત કાળાને હોઠ રાતા; છીનાળવડુ મેલો પાતરના ચાળારે.
એને ઓળ લાગેછે ગળીપોરે, એને જોઇએ ઇંગરેજ બળીયો; છી૦
એને માથે પીતળનું બેડુંરે, એને આવ્યું ઇંગરેજનું તેડું; છી૦
એને માથેછે કાચની કુંડીરે, એને આવી ઇંગરેજની હુંડી; છી૦

---

સોનાનું સળેકડું ને વાએ ઉડ્યું જાયજો;

બેવાઈ તારૂં નાક વઢાવું જાન ભુખી જાપજો. ઈત્યાદી.

---

શિરોઈનારે સુલતાન, પાટણનારે પરધાન,
ઓરશિયો ઘડી લાવરે આરસપહાણનોરે;
એરે ઓરશિએ સવામણ સુખડ, અંવમણ કેસર,
રાણીરે રનાદેના વરને છાંટણાંરે.
રાણીરે રનાદે હાર સોવરાવોરે, તમ પેહડો લાલ છડે રમેરે;
લાલ છડે રમતાંરે, પાસલા હાલ્યારે, રતન કચોળે દીવડો ઝગમગેરે.

---

રે લટકાળી તેજણ હંસાવરણી. ટેક.
પાટણથી ઘોડી તેજણ આવી, આવી અમારલે દેશ, રે લટકાળી.
કિયેભૈએ ઘોડીને આવતાં દીઠી, કિયાભાઈ વધામણિયા હોય; રે.
કિયેભાઈયે ઘોડીનાં મુલ કરાવ્યાં, કિયોભાઈ ખરચેછે દ્રવ્ય; રે.
કિયોભાઈ તે ઘોડીને ઓરડે બંધાવે, કિયોભાઈ નીરે નાગરવેલ; રે.
કિયોભાઈ તે ઘોડીને ઝુલ શિવડાવે, કિયોભાઈ અસવાર હોય; રે.
કિયોજમાઈ તે ઘોડીને ખરેરા કરાવે, કિયોજમાઈ ઉસરડે લાદ; રે.

---

૯૦

કંકુ છાંટી કંકોતરી મોકલે, કોડે કહાવે સુભદ્રાજી બેન;
વીરા વહેલા આવજો. ટેક.
શ્રીકૃષ્ણ બળદેવ બે બંધવા, તમ આવે થશે સુખ ચેન; વિરા.

ભાઈ ભત્રીજા સરવે શોભાવેછે, છે પવિત્ર પિતા વસુદેવ; વિરા.
જગત જનેતા દેવકી ને રોહુણી, આવજો રૂડી મળી તતખેવ; વિરા.
પનોતો પિયર પરિવારછે, જેનાં વાધેછે ઝાઝાં સનેહ; વિરા.
દુઃખ જાશે સહુ દેહનાં દેખતાં, દશ દેશમાં વખાણશે તેહ; વિરા.
ભય ભંજન મારી ભાભીયો, સોળ સહસ્ત્ર ને એકસો આઠ; વિરા.
રૂડી રૂકમણી ને રેવતિ, જુગ્મા ઠાકોરજી કેરો ઠાઠ; વિરા.
વેદવંતા વિપ્ર સાથે લાવજો, બીજી વર્ણ ઉત્તમ તે અપાર; વિરા.
સંગે જાદવ સરવને લાવજો, ભવ જળના તારણ તરનાર; વિરા.
એનાં પ્રેમેશું પગરણ માંડીયાં, રૂડો જગત રૂરએ રાજ સોય; વિરા.
પાંચ પાંડવ છે વિરા તમ તણા, તેનું જેમ કદપાણજ હોય; વિરા.
તમ વગર મારે તો કોઈ નથી, ધર્મવંત ને ગુણના છો ધામ; વિરા.
વિરા વેગે વહેલા પધારજો, તમ આવેથી સરશે કામ; વિરા.
એક જીભ્યાએ કેમ કરી વર્ણવું, શેષ સરખા ન પામે પાર; વિરા.
થોડું કહ્યાવ્યું ઘણું કરી માનજો, છોજી નોધારાના આધાર; વિરા.
વાંચી પત્રિકા વહેલા પધારજો, કોડે કુટંબ લઈને સાથ; વિરા.
કંકોતરી લખીને કહાવિયું, આપ પવિત્રછો વિશ્વનાથ; વિરા.
મારા સસરાને ડગલાને ટોટિયો, મારી સાસુને દક્ષણી ચીર; વિરા.
મારા જેઠને લાવે જોડ ધોતીયાં, જેઠાણીને જાદરનાં ચીર; વિરા.
મારા દિયરને લાવે વિરા પામરી, દેરાણીને છાપલ ચીર; વિરા.
મારી નણંદને લાવે વિરા ચુંદડા, નણદોઈને પહેરવા ઝગ; વિરા.

મારી બેડીને લાવે વિરા ઢિંગળાં, કુવરિયાને રાતડી મોળ; વિરા.
મારા કુંભને લાવે વિરા કચળી, પાડોશાંને નાળીપર જોડ; વિરા.
મારે અર્થે લાવે ઘરચોળડાં, માથે બત્રીસ ભમરાંના મોડ; વિરા.
વિરા ઘરના ધણીને ઘોડો હંસલો, જેનાં મોતીડે જડીત પલાણ;
વિરા એટલી સંપત હોય તો આવજો, નહિ તો રહેજો તમારે ઘેર; વિ.
મારો જેઠ આવ્યો જેઠાણી સાતે, એક નાખ્યો માડી જાયો વીર; વિ.
હું તો ઊંચી ચડું ને નીચી ઉતરું, હું તો જોઉ મારા વીરાની વાટ; વી.
વિરો કયાં ગાજ્યો ને કયાં ગરવડ્યો, કયાં વરસ્યો અસાડીલો મેહ; વિ.
મારી નણુંદી તે મસરક ખોલીયાં, ભાભી નાખ્યો તમારો વીર; વિરા.
મારો દિયર વધામણી લાવીયો, ભાભી આવ્યો તમારો વીર; વિરા.
વિરો દ્વારકાં ગાજ્યો ને ગોકુળ ગરવડ્યો, હરતી નારપુ વરશે મેહ; વિ.
હવે રણમાં તે ભાલા ઝળકીયા, વળી ઝળકયાં ધારીંડાંનાં શીંગ; વિ.
હવે ઝળકયા વિરા માથે મોળીયાં, હવે ઝળકી ભાભીમાથે છાપ;
વિરો આવ્યો ને વાડીએ ઊતર્યો, માતી બેનીને તેડવા જાય્યો. વિ.

---

પીઠી પીડી ચોળોરે પીનરાણી, પેહલી પીઠી ચડશેરે મારા જીપાવરને;
ઉતરતી ને ચડશેરે પેલી છોડીને, પાકાં તેલ ચડશેરે મારા જીપા૦
કાચાં તેલ ચડશેરે પેલી છોડીને, પડતી કેરી ખાશેરે મારા જીપા૦
ગોટલાને ચુસશેરે પેલી છોડીરે.

---

ઓરે આજ મેં તો અડદા પરવત નોતરયા,
અડદા તમે તો મારે પાપડ વણવા જોગ;
મારે સજન મેળાવો જો મળ્યો.
ઓરે આજ મેં તો ચોળા પરવત નોતરયા,
ચોળા તમે તો મારે વડાચો મુકવા જોગ;
મારે સજન મેળાવો જો મળ્યો. ઈત્યાદિ.

---

મહુસાતી વેળા ગોરી રીશાઈ બેઠાં, સસરો મનાવે તો મનાઉ;
આ લાડણી આછા ઘુંઘટ વહુને વાલેરા લાગે.
કહો તો વહુવારૂ તમને તુશીઓ ઘડાવું, તુશીઓએ રતન જડાવું;
આ લાડણી આછા ઘુંઘટ વહુને વાલેરા લાગે. ઈત્યાદિ.

---

લાડણી તે પાન ચાવેને રસ ઢોળે, લાડણી તે વળી વળી પાછું જુવે;
જાણે મારા બાપા સાથે આવે, જાણે મારા સસરાનો રંગ રાખે;
લાડણી તે પાન ચાવેને રસ ઢોળે, લાડણી તે વળી વળી પાછું જુવે;
જાણે મારી માડી સાથે આવે, જાણે મારી સાસુનો રંગ રાખે;
ઈત્યાદી.

---

એક લીલી તે લીલી લીલડી,
એક લીલીનાં જડાવ પલાણ રે જગ લીલડી.
એક અમદાવાદ ગામને ગોંદરે,

મારી જાનનાં ઘમાં ઘમસાણરે જગ લીલડી.
મારા સોપ ઘોડાને બસે હાથીયા,
મારા હાથી દેખીને વેવાઇ બી ગયો;
મારી કેમ કરી રહેશે લાજરે જગ લીલડી.
મારા કીયા ભાઇએ સાનમાં સમજાવીયા,
મારા ગગનભાઇએ સાનમાં સમજાવીયા;
તમારી ભલેરી રાખીશું લાજરે જગ લીલડી. ઈત્યાદિ.

---

કુંવર હેસા દેઇ ઘોડે ચડીયા, એમના વેહુઆને ધ્રાસકા પડીયા.
દહી દુધનાં ગોરસ ખાટાં, એમના વહેવાનાં હઇયાં ફાટયાં;
દહીં દુધનાં ગોરસ ભરીયાં, એમના વાહાલાનાં હઇડાં ઠરીયાં.

---

તું તો જમ જમરે જમાઇડા કલવો, તારી માએ ન પીરસ્યો કલવો;
તારી સાસુએ પીરસો કલવો, તારી સાસુ હઇયાની ભોળી;
તને ઘીમાં તે રાખશે બોળી, તારી માડી તે હઇયાની કપટી;
તને મીઠું નહી મેલે ચપટી, તારી માડીને આવડો શો મચકો;
તને ગોળ ન આપે કદી લચકો.

---

મારી ઊંઘણ વેવાણ જાગરે, તારા ઘર પછવાડે થઇ રહ્યો છે સોરરે
મારા પગ સુણીને પગા થાંભલા, પેલી વેવાણને લેઇ ગયા જાંગલા

કાળે ખુણે ડાંભ આવ્યો દાહેરે, ત્યાંતો બાયો બીજાડા બાહેરે;
બાસો કહે બીજાડો થાઉં, બાળક તળે પેશી જાઉં;
કોળીઓ કંસાર ખાતો જાઉં, નહીતો ધરનો ઉંદર થાઉં.

---

લાડી આપી પાડી આપી, જનઈયાની માડી આપી;
તોય જડધા માંડયા હેઠેરે.

---

અમે આવ્યાતા રંગભેર રમવારે,
અમે આવ્યાંતાં રૂપી વહુને લેવારે;
અમે આવ્યાંતાં રૂપી વહુને જોવારે,
એના જોયામા શું જોશોરે.

---

તાંબા કુંડીને નગર સોહામણી,
માહી ભરીયારે ગવરીનાં બીઅ;
સાહેલીનો આંબા મોરીઆ.
મારા કીયા ભાઈનાં વાજિંત્ર વાગીયાં;
મારા મગનભાઈનાં વાજિંત્ર વાગીયાં;
પેલા વેવાઈનાંરે પડ્યારે નીશાન, સાહેલી૦
મારા કીયા ભાઈની મેડીએ દીવા બળે,
મારા મગનભાઈની મેડીએ દીવા બળે;

પેલા વેવાઇને ઘેર ઘોર અંધારાં. સાહેલી૦ ૯૦

---

એના ઘરમાં નથી કાંઇ વાંસ વળી,
એના ઘરમાં નથી કોઇ ધારધણી;
એના ઘરમાં મગર્નાચો મડધો માલે,
પેલા બાંજા બીચારાનું કાંઇ ન ચાલે. ૯૦

---

છોડી તારૂ આણુવર પાછું વાળ, આણુવરિયું લજામણું રે.
પગ ભણી જોયું તારે લુલું દીઠું, આણુવરિયું લજામણું રે.
આંખ ભણી જોયું ત્યારે કાણું દીઠું, આણુવરિયું લજામણું રે. ૯

---

એના ઘર પછવાડે ઉકરે, એને દીકરી જણ્યાની રીતરે;
એના ઘર પછવાડે બાવળીયો, એને દીકરી જણ્યાનો વાવળીયો.

(૯૦)

---

શાવણ નદીએ આવ્યાં પુર ભાગો રૂશાણાં રે;
પેલો વેવાઇ તણાયો જાય ભાગો રૂશાણાં રે;
મુંકુતો ઘરબાળ જાય ભાગો રૂશાણાં રે;
બાંધુનો બંધાઇ જાય ભાગો રૂશાણાં રે;
તાણુંનો તુટી જાય ભાગો રૂશાણાં રે.

---

થાળીમાં પરવાળું નાચે ભમરારે, વેવાઈનીનો બઈ પરી નાચે ભ૦
જાડીછેતો ભલી નાચે ભમરારે, થાળીમાં પરવાળું નાચે. ભ૦

---

કાથાની દોરડી વાશી વળે ભજ બાઈ ભજરે,
પહેલી પટલાઈ પિતાંબર કરે ભજ બાઈ ભજરે,
કિલાશાના નામના કીડા મરે બાઈ ભજરે,
પાપનાં પગલાં પુંજીયો ભરે ભજ બાઈ ભજરે,
રૂખી વહુના નામની વાશીવળે ભજ બાઈ ભજરે. ઈત્યાદી.

---

મારે બારણે તળાવડીરે છબછબીયાં પાણી,
આવતી વેવાણ લપશી પડીરે છબછબીયાં પાણી,
શેક દો શેક દો શેક દોરે એની કેડ લચકાણી,
શેકના વનીનો ડામ દોરે એની કેડ લચકાણી,
પાણી આપો પાણી આપો પાણી આપોરે એની કેડ લચકાણી,
પાણીનીવતીનું એને મુતર આપોરે એની કેડ લચકાણી. (૯૦)

---

ઊંચે ટીંબ બેઠી કેસર જાનીરે, લોટ પડે પરસુણી કેસર જાનીરે.
લોટે લોટે થુલુ કેસર જાનીરે, વેવાઈની આંખમાં ફુલુ કેસર૦
એ ફુલુ કેમ મટશે કેસર જાનીરે, ઉન્ડાળે આગળશે કેસર૦
બીજી આંખમાં પડશે કેસર જાનીરે. (૯૦)

કોઠ બહામનુંરે ઊંટ વસાવ્યું, એર ઊંડેર કાગ કાબુ ચડીયું;
એર ઊંડેર નસંગ ચડીઆ, આગળ ચડીઆ પાછળ પડીઆ;
એટલે આવીરે બઈપર બાઈ ખમા ખમારે ભઈપા ભઈરે;
બાપ કહીનેરે બકો લીધો, બચી કહીનેરે બકો દીધો;
ખંખેરીનેરે ખોળે લીધો;

---

મારાં ડાહ્યલારે ગાંડા કેમરે વેઠાય મારા ફુલચંદ ડાહ્યા,
મારા મોતીલાલ ડાહ્યા, મારા હીમતલાલ સાડા સાત ડાહ્યા;
મારાં ડાહ્યલારે ગાંડા કેમરે વેઠાય, પેલો હીરો ગાંડો.
પેલા વેવાઈ ગાંડો પેલો માંગુકારે અબાપુમ ગાંડો.

---

ગણેશ પાટ બેસાડીએ, ભલાં નીપજે પકવાન;
સગાં સંબંધી તેડીએ, જો પુજ્યા હોય મોરાર.
જેને તે આગણે પીપળો તેનો તે ધન અવતાર;
સાંજે સવારે પુજીએ, જો પુજ્યા હોય મોરાર.
જેને તે પેટ ચાર દીકરા, તેના તે ધન અવતાર;
ચારે વહુઆ પાએ પડે, જો પુજ્યા હોય મોરાર.
જેને તે પેટ એક દીકરી, તેનો તે ધન અવતાર,
સાચ્યાં સુંચ્યાં ધન વાવરે, જો પુજ્યા હોય મોરાર.

---

સુરત શેહેરની ગુજરી સમાસાત ભરાપરે;
અમુલખ ટોપી વાપરી, જુનાગઢનાંરે મોતી;
ટોપી પર મોતીના લુમખાં, ઉપર જડીયાછે હીરા;
પેહેરા પેહેરા બાપાર લાડકા, લાવ્યા તમારા વીરા;
હેડી પેહેરી બાપાર સાંચવ્યાક ભાભી જોવાને આપરે;
ભાભીનાં મનરે પ્રસન થયાંક કઈ કરપ ન ગહ્યાપરે;
ફુલડાં કેરી વાડી, લાગ્યો વનમાળી;
ભાભીનાં મન મોહીએ, લાડકાને સોહીએ;
જુઓ જુઓ ટોપી આવની, એનાં ઉત્તમ નામરે.

---

હસ્તનાપુર થકી પત્ર આવ્યું વાસુદેવે તે પોતે વંચાવ્યું;
માતા દેવકી કહે તતક્ષણ જાવું જીવણને મોકલોને મોસાળ;
મોહનજીને મોકલોને મોસાળ.
બળભદ્ર બાંધવનીરે જોડ, તમે તેડી આવો રણછોડ;
જેમ પોહોચે બેનીજીના કોડ. જીવણજીને૦ મોહન
તેડી આવો ઓધવ અક્રુર, સાથે જાદવ સઘળા સુર
નથી હસ્તનાપુર કાંઈ દુર. જીવણજીને૦ મોહન
ઉગ્રસેન એણીપેરે ભાસે, નહી ધરમ તણો કોઈ તોલે;
જાવું મગારે સંબંધીને બોલે. જીવણજીને૦ મોહન
શ્રીકૃષ્ણ કેહે મારે જાવું, જઈ રાગાં સમોતારે થાવું;

પાંડવો ઘેર પગરણ આવ્યું. જીવણજીને૦ મોહન
વીવીધ વસ્ત્ર લીધાં અતીસાર, ચીર ચુંદડી મુક્તાહાર:
બીજા સાથે લીધા શણગાર. જીવણજીને૦ મોહન
રથ રેવંત ઝાકઝમાળ, ઘોરી કોટે ઘુઘરમાળ;
આવી પોહોરપાછે દીન દયાળ; જીવણ આવીયારે મોસાળે;
મોહન વર આવીયારે મોસાળે.
આવી પોહોરપાછે અંતરજામી, વરમ રહ્યો શોરનામી,
મળ્યો મેહેતા નરસૈંયાનો સ્વામી, જીવણજી મોહન

---

એક વેહેવાઈને ઘેર હરની કુવે, નારી કુંવર હોસેરે,
પરણીરે મારી અવરમગેરી, પાટ બેઠી બોલેરે.
એક વીનવુંરે જોશિના બેટા, કહ્યાં હમારાં સુણજોરે;
એક જોશ જોઈને મહુરત જોજો સરસાં લગન લાવજોરે.
પરણીરે મારી અવરમગેરી પાટ બેઠી બોલેરે.
એક વીનવુંરે હોશિડાના બેટા, કહ્યાં હમારાં સુણજોરે.
એક ઘાટડી લાવજોને ચુંદડી લાવજો, સરસાં પાંટ લાવજો.
પેહેરશેરે મારી અવરમગેરી, હઈડાં મારાં હીસેરે. (૯)

---

તુંતો બોલનીને મારી વનની કોયલ, તારાને શબ્દ સોહામણા.
કોયલ કેમકરી તમે આ વન વસ્યાં, કેમ કરી ભમર બોળંગ્યો.

અમે વનફુળ મરી આ વન વહ્યા, ટઉકે તે ભમર બોળવ્યો.

---

જીરે આંબલીયો થડ જાડો કે ડાળ અતી ઘણી;
જીરે રતન પરવાળે મોર મોતી શેરે લુમખાં;
જીરે તે છાંયે રામચંદ્ર ઉભા કે લંકા લંકા જપી રહ્યા;
જીરે કોઈ મને લંકા દેખાડે શીતાજીને મેળવે,
જીરે કોઈ તારે સગોરે સહોદર કોઈ તારે સોબતી;
જીરે લક્ષમણ સગોરે સહોદર હનુમાન સોબતી;
જીરે તે તને લંકા દેખાડે શીતાજીને મેળવે.

---

લાડકડી ચડીરે કમાડ બાળા વરને નીરખવારે;
દાદાજી એ વર જોજો એમાં મારાં મન વસ્યારે;
કહો દિકરી ક્યા ઘણા દીઠા શેણે તારા દીલ વસ્યાંરે;
નિશાળે ભણતા દિઠા અક્ષરે મારાં દીલ વસ્યાંરે. ૯

---

મોર બોલે ઊંચારે અવાસમાં મોર બોલેછે;
મોર બોલે વીવા તારે ઘરમાં મોર બોલેછે;
આગે જાણીંતા નદીયો કીનારેરે મોર બોલેછે;
પીછે જાણીંતા સુરત બંગાલરે મોર બોલેછે;
મોર બોલે ફીપા ભાઈના કાનમાં મોર બોલેછે;

મોર તેડે ફીપા ભાઈને સાનમાં મોર બોલેછે. ૯૦

---

મારી આંગળી ભીંજાયરે મારો નપ નમેરે.
મારો ફરકેછે ડાબા પગનો લાંક;
ફીપા ભાઈ ઘેર આવશેરે;
મારા ફીપા ભાઈ આવ્યા ફીપા ભાઈ આવશેરે;
હુંતો જોઊંરે મારા ફીપા ભાઈની વાટય;
ફિપા ભાઈ આવે રંગ રેહેશેરે. ૯૦

---

સુડલા કોયલડીને વીનવુંરે, આવી રૂડી આંબલીયાની ડાળ્ય;
સરોવરીયા પાળ મુકીને કોયલ ક્યાં ગયાંતાંરે,
શીળારે ફીપા ભાઈના માંડવારે, ભાગ્યોના વાવ્યાછે ખડકલારે;
કસુંબા ઘોળાય દરબાર જોવાને અમે ત્યાં ગયાંતાંરે, ૯૦

---

ભમરા પેહેલો વધાવો મારે આવીયો,
મેંતો મોકલ્યો મારા દાદાને દરબારરે;
વાડીના ભમરા દ્રાક્ષ મીઠીરે આંબાનેરની.
મારી માતાએ હરખે વધાવીયો;
મારા દાદાએ ઝાલ્યા પાલવ છેડારે. વાડીના.
ભમરા બીજો વધાવો મારે આવીયો;

એનો ગોરડીયો મારા મામાને દરણારરે. વાડીના.
મારી માગીએ હુતો વધાવિએ;
મારા મામાએ ઝાકયા પાંઉલ ખેરડારે. વાડીના. ઇત્યાદિ.

---

લીલી ઘોડીને પીળો પલાણ, ઘોડી ગાણુ ગાજે;
લાલીનાં જડીત પલાણ, વેવાણ મારી છંદે નાચે.
છંદે ઘુંઘળાવાં ઘુંઘળણાં, ઘોડી ગાણુ ગાજે;
હીરે રંગાવ્યા કાળા દાંત, વેવાણ મારી છંદે નાચે.
નારયાની આપીશ નાગણી, ઘોડી ગાણુ ગાજે;
ખુંદયાની ઓઢી ખડાગ, વેવાણ મારી છંદે નાચે. ૯૦

---

તુંતો જમરે જમાઇડા કલમલડો.
તને કોઇએ ન પીરસ્યો કલમલડો;
મારી કેઇ વહુએ પીરસ્યો કલમલડો ૯૦

---

રાય છબીલીરે પામરી, કીયા ભાઇ તમારીરે પામરી;
માંડવે વાગેછે ઢોલ, રાય છબીલીરે પામરી;
ચારે છેડે ચાર ઘુઘરા, વચગાં હંસલા મોર. ર:૫૦
કીયા ભાઇ તમારીરે પામરી, ચારે છેડે ચાર ફુમરા;
વચગાં રમી ગયા ચોર, રાય છબીલીરે પામરી.

---

ઢોલા ઢમકયા ને વર વહુના હાથ મળ્યા;

જાણે ઈશ્વર પારવતીના સાથ મળ્યા;
છઈયે ઓળે તે ઘાલ્યું ખાસડું;
એણે ઘેર ઘેર માગ્યું સાસરૂ;
એને કોઈએ ન આપ્યું સાસરૂ;
મારા કીપા ભાઈએ આપ્યું સાસરૂ;
છઈએ ઓળે તે ઘાલી ખીપડી;
એણે ઘેર ઘેર માગી દીકરી;
એને કોઈએ ન આપી દીકરી;
મારા કીપા ભાઈએ આપી દીકરી.

---

નાચ્યો નાચ્યો નાચ્યો, હીરની દોરડીએ નાચ્યો;
કન્પાભાઈ ગોરડીએ નાચ્યો, નાચ્યો નાચ્યોરે નાચ્યો. ૪૦

---

અમે ઇડકીયો ગડ જીત્યાંરે આનંદ ભયો;
લોક કેહેશે કીપા ભાઈ જુઠારે આનંદ ભયો;
એતો દીકરો પરણાવીને ઊઠ્યારે આનંદ ભયો;
લોક કેહેશે કીપા ભાઈ સાચારે, આનંદ ભયો;
એતો દીકરી પરણાવીને નાચ્યારે આનંદ ભયો.

---

અડક દડક ભાંપ ચીકણી કોકૂળ લળી લળી જાયરે,
કીપા ભાઈ તમારેને માંડવે કીપા ભાઈ જીતીને જાયરે;
શુંરે જીત્યારે જીત્યાવળી પડારે પટોળે ભાતરે,

ભાત પડીતે ભીંજે નહી ગઈરે દેશાવર વાતરે. ઇત્યાદિ.

---

વહુ આવી વહુ બારણે આવી, છઇયાને છેકેડતી આવી;
ભઈયાને બંભેરતી આવી.

---

આવ્યોતો અકેટાનો ચોર લાબેણી લાડી લઈ ગયોરે,
આવ્યોતો નગર ધુતારો લાબેણી લાડી લઈ ગયોરે;
આવ્યોતો છિનાળનો છઈયો લાબેણી લાડી લઈ ગયોરે.

---

ત્યાં માનની અંગળ ગાય છબીલા હારડો નવ છુટે,
જે વીધાતાએ બાંધ્યો કર માંહી રંગીલા હારડો નવ છુટે;
તારે હારડે દસ ગાંઠયો છબીલા તે કેમ કરી છુટી જાય. રંગીલા૦
તારા બાપનો બાપ તેડાવ છબીલા. ઇત્યાદિ.

---

ગોરા ગોરા પોંચાને ગોરી કળાઓરે,
હું તમને પુછું મારી ધનવહુ ગોરીરે;
તમારીને માતાએ શી સાધરપૂરીરે,
તોબળબની ભાજીને માંહી ઝાંઝાં મીઠાંરે,
તેરે ખાઈને ધન ઢોલીએ સુતારે;
રાતના ચાર પોહોરે હુગી હુગી તુટયાંરે.
માડીના જાયા હું ગોરો કે જાગોરે,
પાણીના લોટા ભરી ભરી આપોરે;

ગોરા ગોરાં પોંચા ને ગોરી કળાઈઓ રે.
હુંએ તમને પુછું મારી ધન વહુ ગોરી રે,
તમારીને સાસુએ શી સાધ પુરી રે.
ઉનાં ઉનાં ખાજાં ઉતરતી જલેબી રે,
તેર ખાઈને ધનઢોલીએ પોઢાડ્યાં રે;
રાતના ચાર પહોર ઘમમસ ચોર્યાં રે.
સાસુના જાયા હું સોહાં કે જાગો રે,
પાનનાં બીડાં વાળી વાળી આપો રે.

---

પાણીમાંનો રથ ખોલે ખોલ રે જમાઈરાજ;
તારી માડી પઠીયાં પાડે મારો બાપ કાઢી લાવે. ખોલ રે૦
પાણીમાંનો રથ ખોલે ખોલ રે જમાઈરાજ;
તારી કાકી પઠીયાં પાડે મારો કાકો કાઢી લાવે. ખોલ રે૦ ઇ૦

---

નાની શી નથ મારા નાકમાં સમાય,
મોટી પેહરૂં તો મારી નથ ઝોલાં ખાય;
જીણા મારૂજી હો રાય.
ઘોઘાનો ઘાઘરો બુરાનપુરી ચીર,
અતલસનું કાપડું તે રહ્યું ઠીકા ઠીક; જીણા૦ ઇત્યાદી.

સમાપ્ત.